છે. સામાન્ય માનવીની શક્તિ, મર્યાદા અને જરૂરિયાતની અવગણના કરનારા કેવળ સંસ્કૃત ભાષાના ઉપાસકોને એ પાઠ લેવો જરૂરી છે.

મરાઠીમાં આ વિષય પરત્વે વિચાર કર્યો હોય અને કાર્ય કર્યું હોય એવા અનેક સુપ્રસિદ્ધ વિજ્ઞાનભક્તો છે. એમાં સૌથી મોખરે મુંબઈની રૉયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સના ભૂતપૂર્વ પ્રિન્સિપાલ જી. આર. પરાંજપેનું નામ આવે છે. સૃષ્ટિજ્ઞાનના માજી સંપાદક તરીકે, અનુભવી મરાઠી લેખક અને અંગ્રેજી ભાષામાં ભૌતિક વિજ્ઞાના અધ્યાપક તરીકે આ વિષય સંબંધી તેમનાં મંતવ્યો ઊંડી વિચારણા માગી લે છે. આ દિશામાં તેમનો પ્રયાસ ભૌતિક અને વનસ્પતિ વિદ્યાના શબ્દસમૂહથી આગળ વધીને વિજ્ઞાનની બીજી શાખાઓ તરફ ગયો નહીં એ દુ:ખદ છે. મહારાષ્ટ્ર પરિભાષા મંડળે સને ૧૯૩૬માં વિજ્ઞાનના જુદા જુદા વિષયોના શબ્દોનો परिभाषा कोश તૈયાર કર્યો હતો. ત્યાર પછી પૂનાના મહારાષ્ટ્ર કોશ મંડળ લિ૦ તરફથી સને ૧૯૪૮માં શ્રી યશવંત રામકૃષ્ણ દાતે બી. એ. એલએલ. બી. અને શ્રી ચિંતામણ ગણેશ કર્વે બી. એ. કૃત शास्त्रीय परिभाषा कोश (*The English–Indian Dictionary of Scientific Terminology* Price Rs. 40) બહાર પડ્યો છે. આ કોશની ભૂમિકા સંગીન છે અને એક દૃષ્ટિએ તે સર્વગ્રાહી સંપાદન કહેવાય. પરંતુ હિંદની બધી ભાષાઓને પકડીને વાળવાના વિચારથી શુદ્ધ અને દેશી મરાઠી શબ્દોનો ત્યાગ થયો ન હોત તો આ સંપાદન મોઘું હોવા છતાં પણ સ્વીકારવામાં આવત. વનસ્પતિઓ, પ્રાણીઓ, અને રાસાયનિક તત્ત્વોના સંબંધમાં સ્વીકૃત થયેલા આંતરરાષ્ટ્રીય શબ્દો અને બીજા વિદેશી શબ્દોનો અત્યંત બહિષ્કાર કરવાની ચિંતા સેવી ન હોત તો આ કોશની અગત્ય અને વહેવારુ ઉપયોગિતા ઘણી વધી ગઈ હોત. પ્રજાનો મોટો ભાગ જ્યાં સુધી પ્રાંતીય ભાષામાં વહેવાર કરે છે, પ્રાથમિક અને માધ્યમિક શાળામાં વિજ્ઞાનની કેળવણી માતૃભાષા દ્વારા અપાવાની છે ત્યાં સુધી અનેક ભારતીય ભાષાઓ માટે એક જ વૈજ્ઞાનિક પારિભાષિક કોશ માટે પ્રયાસ કરવો બિનજરૂરી અને હાનિકારક છે.

હિંદી :- હિંદી ભાષામાં વૈજ્ઞાનિક પરિભાષા માટે સૌથી પહેલો પ્રયાસ સને ૧૯૦૬માં નાગરી પ્રચારિણી સભા તરફથી થયો હતો. ૧૯૨૯–૩૪માં અધ્યાપકોનાં જુદાં જુદાં મંડળ તરફથી તેની સુધારાવધારાવાળી બીજી આવૃત્તિ તૈયાર કરવામાં આવી હતી. ત્યાર પછી અજમેરના ડિક્ષનરી પબ્લિશિંગ હાઉસ તરફથી શ્રી સુખસંપતિરાયે *20th Century English–Hindi Dictionary* પ્રગટ કરી છે. આ પુસ્તકનું સ્વરૂપ વૈજ્ઞાનિક શબ્દકોષ કરતાં સામાન્ય શબ્દકોષ જેવું વધારે છે. પરંતુ બધી ભારતીય ભાષાઓ માટે એક વૈજ્ઞાનિક પરિભાષાની ઉત્ક્રાન્તિની દિશામાં સૌથી મહાન ભગીરથ કાર્ય ડૉ. રઘુવીરે કર્યું છે. ડૉ. રઘુવીરે आङ्ग्ल भारतीय महाकोषमां 'એક વિચાર' ઉપર આગ્રહપૂર્વક ભાર મૂક્યો છે એ પૂરતી એમના આ પ્રયાસોને પ્રતિષ્ઠા ઘટે છે. સંસ્કૃત ભાષાના જ અમુક મૂળભૂત પદોમાંથી જ નવા શબ્દો યોજવા જોઈએ એ વિચારસૂત્ર ઉપર તેમણે ખાસ આગ્રહ રાખીને કામ કર્યું છે. ડૉ. રઘુવીર એ સ્વીકારે છે કે સામાન્ય સાહિત્ય માટે પ્રાદેશિક ભાષાઓની ખાસિયતો અને ફેરફારો રહેવા દેવામાં આવશે; પરંતુ માત્ર વિજ્ઞાનના પારિભાષિક શબ્દો માટે દરેક અંગ્રેજી શબ્દ માટે બધી પ્રાદેશિક ભાષાઓ માટે એક જ હિંદી શબ્દ રાખવામાં આવશે।

ડૉ. રઘુવીરના પ્રથમ પુસ્તક रसायनविद्या ભાગ પહેલો વાંચતાં રસાયણવિદ્યાના ગંભીર અભ્યાસીઓને ઘણો અસંતોષ થાય છે. વળી એવી ખાતરી નથી થતી કે પરિભાષા

તૈયાર કરવામાં જેમનો સહકાર મળ્યો છે એવા ખ્યાતી સહી કરનારાઓને પણ આ પરિભાષા સંપૂર્ણ રીતે સ્વીકાર્ય હોય. આ પુસ્તકમાં રાસાયનિક તત્ત્વો, તેમાંથી ફલિત અને સાધિત શબ્દો, સંયોજનો, સંકેતો, પ્રત્યયો વગેરેનો સમાવેશ થયેલો છે. એમાં સંસ્કૃતમય નવા શબ્દો બનાવવામાં ઘણી બુદ્ધિશક્તિનો વ્યય થયો દેખાય છે. દા૦ ત૦ Hydrogen માટે क्षुद्रजन, Oxygen માટે जारक, Iodine માટે जंबुली, Arsenic માટે नेपाली, Radium માટે तेजातु, Alluminium માટે स्फट्यातु, Sulphur માટે शुल्वारीयण, Sulphur matches માટે शुल्वारीयित शिपीका, Tinplate માટે त्रपुक्षद्दन, Nitrophenol માટે भूयदर्शव, Nitrophenol-disulphonic acid માટે भूयदर्शव-द्वि-शुल्वायिकअम्ल. આંતરરાષ્ટ્રીય વહેવારની તેમ જ આમમાનવીની જરૂરિયાતની દૃષ્ટિ વિચારતાં આ પરિભાષા કેટલી અયોગ્ય છે એ દર્શાવવા માટે આટલા જ દાખલા બસ છે. વ્યુત્પત્તિશાસ્ત્ર કે ઉચ્ચારશાસ્ત્રની દૃષ્ટિએ કયા કયા જુદા જુદા શબ્દસમૂહો કેવી રીતે નીપજેલા છે અને કેવી રીતે જોડાયેલા છે એની માહિતી મેળવવી અને એ માહિતીને સાંકળવી એમાં વિદ્વત્તા અને બુદ્ધિકૌશલ્યની જરૂર પડે છે એ વાત ખરી, પરંતુ એટલું યાદ રાખવું ઉપયોગી થઈ પડશે કે જે નવી વૈજ્ઞાનિક પરિભાષા નીચેની બે અગત્યની જરૂરિયાતો પૂરી નહીં પાડતી હોય તો એ અવશ્ય નિષ્ફળ જશે: પહેલું દુનિયાની અંગ્રેજી બોલતી પ્રજા સાથેના આંતરરાષ્ટ્રીય સંપર્કની સંભવિતતા સમૂળી ન કાપી નાખે એવી આ પરિભાષા હોવી જોઈએ, અને બીજું સ્થાનિક ખેડૂત, કારખાનાંના કારીગર, વેપારી કે છાપાંવાળાની ભાષામાં રૂઢ થયા હોય એવા શબ્દોની અવગણના થવી ન જોઈએ. હવે આપણા કારીગરો અને મજૂરોને વધારે ફુરસદ મળતી જાય છે. તેમને તેમના ધંધાનું જ્ઞાન વૈજ્ઞાનિક રીતે સાદી ભાષામાં આપવું એ આપણું કર્તવ્ય છે. વધુમાં એ વસ્તુ પણ સ્વીકારવી જોઈએ કે સેંકડો દેશી રાજ્યોએ સદા પ્રાદેશિક ભાષાઓ જ વાપરી છે અને વહીવટ માટે કે કેળવણી માટે કદી સંપૂર્ણપણે અંગ્રેજીનો સ્વીકાર કર્યો જ નથી; તેમ જ ઘણાં દેશી રાજ્યોએ કેટલાક હુન્નરી અને વૈજ્ઞાનિક શબ્દોને વહેવારમાં મૂકી દીધા છે અને તેમને હવે ફેંકી દઈ શકાય નહીં એટલે કે આપણી પ્રજા અને ભાષાનો છેલ્લાં સેંકડો વર્ષનો ઇતિહાસ ભૂલીને અને તેમની હાલની જરૂરિયાતોની અવગણના કરીને અત્યંત પ્રાચીન સમયના સંસ્કૃત ભાષાના વાતાવરણમાં વિહરવું એ અયોગ્ય અને હાનિકારક છે.

ડૉ. રઘુવીરે અપનાવેલી પદ્ધતિમાં રહેલા ગેરલાભોએ અનેક દિશામાંથી કડક ટીકા જગાવી છે. 'એક અંગ્રેજી શબ્દ માટે એક નવો ભારતીય શબ્દ'ના ધોરણ ઉપર દેશની વીસેક પ્રાંતીય ભાષાઓ માટે એકધારી પરિભાષા ઘડવા માટેના પ્રયાસમા જબરદસ્ત મુશ્કેલીઓ ઊભી થયેલી છે — એમાંની કેટલીક અવગણવામા આવી છે અને કેટલીકને દબાવી દેવામા આવી છે: એનું પરિણામ એ આવ્યુ કે આ પરિભાષાએ કોઈને સંતોષ આપ્યો નથી. હિંદના બંધારણીય ખરડાના અનુવાદનું કાર્ય લોકસભાએ ડૉક્ટર રઘુવીરને સોંપ્યુ હતુ પરંતુ તેમનો અનુવાદ લોકસભા પણ સ્વીકારી શકી નહીં અને આ અનુવાદ ફરીથી કરવાનો છે. રાસાયનિક તત્ત્વો અને સંયોજનોની પરિભાષાના પ્રથમ પુસ્તકની પ્રસ્તાવના લખનાર સર શાંતિસ્વરૂપ ભટનાગર હવે એ વિષે એટલા ઉત્સાહી રહ્યા જણાતા નથી. નાગપુર અને મુંબઈ યુનિવર્સિટી બાદ કરતા બધી પ્રાંતિક યુનિવર્સિટીઓ પણ આ પરિભાષાનો સ્વીકાર કરી શકી નથી, અને મહારાષ્ટ્ર સમૂહે ૬૩૦ પાનાની બીજી અંગ્રેજી

ભારતીય ડિક્ષનરી તૈયાર કરી છે. આથી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે હિંદ માટે જુદી જુદી ભાષાઓ સદીઓથી ઘડાતી રહી છે ત્યાર પછી તો ભૂતકાળ ભૂલી જઈને જે હિંદી નથી કે સંસ્કૃત નથી તેમ જ જેને શબ્દોનાં ભૂતકાલીન વપરાશ માટે આદર નથી એવી નવી પરિભાષાને શા માટે ઉત્તેજવી! શબ્દોની જૂની વપરાશ અને પરંપરાની અવગણનાથી ભાષાના આત્મા ઉપર બિનજરૂરી ઘા પડે છે. Gramme ગ્રામ અને Grain ગ્રેન જેવા સાદા શબ્દોને સ્થાને શા માટે धान्य અને यव શબ્દો મૂકવા જોઈએ? Engine એન્જિન-ને બદલે गन्त्र અને Engineer ઇજનેર ને બદલે अभियंता શા માટે યોજવા જોઈએ? Cheque નો धनादेश અને Clerk નો लिपिक એવો અનુવાદ શા માટે કરવો જોઈએ? Telescope માટે દૂરબીન શબ્દ વાપરવો બંધ કરીને શા માટે दूरेक्ष એવો શબ્દ બનાવવો જોઈએ? મધ્યસ્થ સલાહકાર બોર્ડે કલ્પેલી અખિલ હિંદ પરિભાષા તૈયાર થાય ત્યાં સુધી દરેક પ્રાંતને પહેલાં પાંચ કે દશ વરસ માટે પોતાની પ્રાંતિક પરિભાષા ઘડી કાઢવાની છૂટ રહેવી જોઈએ અને ત્યાર પછી જ જો જરૂર હોય તો જુદી અખિલ હિંદ પરિભાષા યોજવી જોઈએ. રાષ્ટ્રભાષા દાખલ થતાં દેશભરમાં વિજ્ઞાન માટે હિંદી શબ્દ-ભંડાર પ્રાપ્ય બનશે અને હિંદી પરિભાષા બધે સ્વીકારાશે. તે વખતે પણ પ્રાદેશિક ભાષાઓના કોશો અને શબ્દસંગ્રહો તેમ જ પરિભાષા ચાલુ રહેશે.

ગુજરાતી: ડૉ. અમરનાથ ઝાએ લખ્યું છે કે "ભારતીય ભાષામાં વિજ્ઞાન સંબંધમાં સૌથી પહેલો વ્યવસ્થિત પ્રયાસ ગુજરાતી ભાષામાં વડોદરામાં સને ૧૮૮૮માં ડૉ. ટી. કે. ગજ્જરે કર્યો હતો." ડૉ. ગજ્જરે હાથ ધરેલા લગભગ બધા પ્રયાસો વિશાળ પાયા ઉપર હતા. તેમણે ૮૦ પુસ્તકોમાં શરૂ કરેલ વૈજ્ઞાનિક શબ્દકોશ, વિજ્ઞાન વિષયક ગ્રંથમાળા લખાવવા માટેની તેમની તૈયારીઓ, ગુજરાતી ભાષા દ્વારા શિક્ષણ આપે એવી વડોદરામાં હુન્નરઉદ્યોગની પ્રથમ શાળા — કલાભવન — ની સ્થાપના તેમ જ તેમની અન્ય વૈજ્ઞાનિક પ્રવૃત્તિઓ, જેમાંની ઘણીખરી, જો કે અપૂર્ણ રહી હતી — આ બધી હકીકતો ડૉ. ગજ્જરની સર્વગ્રાહી બુદ્ધિમત્તા દર્શાવે છે.

વૈજ્ઞાનિક પરિભાષાના ક્ષેત્રમાં વડોદરાના મહારાજશ્રી શ્રીમંત સયાજીરાવે અમૂલ્ય સેવા આપી છે. એ દૂરંદેશી અને દેશભક્ત વડોદરાનરેશે ગુજરાતીને રાજભાષા બનાવી હતી અને હુન્નરી કેળવણી માટે પણ બોધભાષા તરીકે ગુજરાતી દાખલ કરી હતી. જ્યારે બંગીય સાહિત્ય પરિષદ કે નાગરી પ્રચારિણી સભાએ વૈજ્ઞાનિક પરિભાષાના ક્ષેત્રમાં પગ પણ માંડ્યો ન હતો એ સમયે શ્રીમંત સયાજીરાવની પ્રેરણાથી ગુજરાતી ભાષામાં વૈજ્ઞાનિક પરિભાષાનો પાયો નંખાયો હતો. ૮૦૦ પાનાંનું श्री सयाजी शासन शब्द कल्पतरु, વળી सयाजी वैज्ञानिक शब्द संग्रह અને लोकोपयोगी विज्ञाननी ग्रंथमाला — આવી અનેક દિશામાં વડોદરા રાજ્યે આપેલ ફાળો નોંધપાત્ર છે. આ પુસ્તકો શરૂઆતમાં અતિસંસ્કૃત-મયતાના રંગથી રંગાયેલાં હતાં તેથી તેની સામે અનેક વિરોધો જાગ્યા હતા.

સને ૧૯૨૦–૧૯૨૩માં ડૉ. કાંતિલાલ પંડ્યા અને શ્રી સાંકળચંદ શાહના પ્રમુખપણા નીચે મંત્રી શ્રી પ્રીતમરાય વ્રજરાય દેસાઈએ શ્રી પોપટલાલ શાહની મદદથી વિજ્ઞાનસમિતિ દ્વારા એક ટૂંકો વૈજ્ઞાનિક કોશ પ્રસિદ્ધ કર્યો હતો, તે વખતે તેમાં લગભગ ૧૭૦૦ થી ૧૮૦૦ શબ્દો મુકાયેલા હતા. ત્યાર પછી ૧૯૨૮માં વડોદરાની કોમર્સ ક્લબે પણ રાસાયનિક શબ્દોની યાદીનો પ્રયાસ કર્યો હતો.

વચગાળાના સમયમાં અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટી — હવે ગુજરાત વિદ્યાસભા — એ વિજ્ઞાનસહિત જુદા જુદા વિષયોના પારિભાષિક કોષો તૈયાર કરાવવા શરૂ કર્યા હતા. આ પ્રયાસો ઘણા અમૂલ્ય થઈ પડયા છે. લગભગ એ જ વખતે રાષ્ટ્રપિતા મહાત્મા ગાંધીજીની તેજસ્વી પ્રતિભા નીચે અમદાવાદની ગુજરાત વિદ્યાપીઠ તરફથી એક પ્રમાણભૂત જોડણીકોશ તૈયાર થયો અને ગુજરાતી ભાષામાં પ્રવર્તતી જોડણીની અરાજકતા અને તિમિર દૂર થયાં. આ જ સંસ્થા સંપૂર્ણ વૈજ્ઞાનિક પરિભાષા તૈયાર કરવાની જવાબદારી લેશે એવી સેવાતી આશા હજુ સંપૂર્ણપણે ફળીભૂત થવી બાકી છે. સને ૧૯૨૧ની સાલમાં રાષ્ટ્રીય વિદ્યામંદિર તરફથી શ્રી હરિહર પ્રાણશંકર ભટ્ટે યોજેલી ગણિતકી પરિભાષા પ્રગટ થઈ હતી. તેમાં લગભગ ૮૦૦ શબ્દો છે. ત્યાર પછી અનેક વરસો સુધી આ સંસ્થાની આ દિશામાં પ્રવૃત્તિ બંધ રહી હતી. સને ૧૯૩૬માં ભરાયેલા ગુજરાતી સાહિત્ય પરિષદના બારમા સંમેલન વખતે વિજ્ઞાન વિભાગના પ્રમુખ શ્રી પોપટલાલ ગોવિંદલાલ શાહે એક સમિતિ મારફત આધારભૂત વૈજ્ઞાનિક કોશ તૈયાર કરવાનું માથે લીધું હતું. પરંતુ તે કામમાં મુશ્કેલીઓ નડવાથી એક શબ્દસંગ્રહ ફક્ત કાચા રૂપમાં પ્રસિદ્ધ કરીને કરાંચીની સાહિત્ય પરિષદ વખતે રજૂ કર્યો હતો. આ પુસ્તક શ્રી ફાર્બસ ગુજરાતી સભા તરફથી શ્રી બુદ્ધિવર્ધક ગ્રંથમાળા પુષ્પ ૬૬માં ૧૯૩૭માં પ્રસિદ્ધ થયું હતું. આ સંપાદનની પ્રતો ખલાસ થઈ ગઈ હતી એટલે ૧૯૪૮માં આ લેખકે સુધારાવધારાવાળી બીજી આવૃત્તિ તૈયાર કરવાનું કાર્ય હાથ ધર્યું. વચગાળામાં સંયોગો ખૂબ જ પલટાઈ ગયા.

અમદાવાદના નવજીવન કાર્યાલય તરફથી સને ૧૯૪૪માં વિજ્ઞાનની પરિભાષા — પદાર્થ વિજ્ઞાન અને રસાયણ પ્રસિદ્ધ થઈ છે. તેમાં આશરે ૧૭૦૦ શબ્દો છે. 'આ પુસ્તક તૈયાર કરવામાં અનેક અભ્યાસીઓ, શિક્ષકો અને લેખકોની સેંકડો કલાકોની મહેનત, અભ્યાસ અને ચર્ચા સમાયેલાં છે.' તેમણે નિર્ણય કરેલા નિયમો વિચારપૂર્વક યોજેલા હોવાથી અનેક રીતે ઉપયોગી છે, પરંતુ ફક્ત હાઈસ્કૂલોને માટે જ આ શબ્દો યોજવામાં આવેલા હોવાને લીધે આ નાની પુસ્તિકા જોઈએ તેટલી ઉપયોગી થઈ પડી નથી. ગૂજરાત વિદ્યાપીઠનો આદર્શ હંમેશા બધુ શિક્ષણ સ્વભાષા દ્વારા જ આપવાનો હોવાથી અર્થશાસ્ત્રના શિક્ષણ અંગે અર્થશાસ્ત્રની પરિભાષાનું એક નાનું પુસ્તક ૧૯૪૮માં પ્રસિદ્ધ થયુ છે.' આ બધા પ્રયત્નો વિજ્ઞાનને જુદા જુદા વિભાગમાં વહેંચી નાખીને આપણી ભાષાને તેમ જ વિજ્ઞાનને અન્યાય કરે છે, વિજ્ઞાન એટલે વિશિષ્ટજ્ઞાન એ અર્થ ખોટો છે, સ્વતંત્ર વૈજ્ઞાનિક વિષયો છે જ નહીં. જ્ઞાનમાત્ર એ જ વિજ્ઞાનનો વિષય; એટલે મનુષ્યના ભૂતકાળ, સાંપ્રતકાળ અને ભવિષ્યકાળની બધી ઘટનાઓના જ્ઞાનનો તેમાં સમાવેશ થાય છે, આ દૃષ્ટિએ વૈજ્ઞાનિક શબ્દોને જુદા જુદા વિભાગોમાં વહેંચી નાખવા એ અયોગ્ય અને અવાસ્તવિક છે. જ્ઞાનમાત્રને એક જ સ્વરૂપ ગણીને વિજ્ઞાનના વપરાતા બધા શબ્દોને એક સાથે જ એક જ શબ્દ સંગ્રહમા ક્રમવાર યોજવાથી આપણા શબ્દોમાં વધારે ચોકસાઈ મળે છે; અને જુદા જુદા વિષયોમાં જુદા જુદા અર્થમા વપરાતા શબ્દોનું સ્પષ્ટીકરણ કરવાના પ્રસંગો ઉપસ્થિત થાય છે ૧૯૪૪માં ડૉ. યશવંત નાયકે પણ મૅટ્રિક સુધીનાં ભૌતિક અને રસાયણશાસ્ત્રનાં ગુજરાતી પાઠ્યપુસ્તકોમા વપરાયલા શબ્દોની યાદી (પદાર્થવિજ્ઞાન અને રસાયણપારિભાષિક શબ્દકોષ) મુંબઈ યુનિવર્સિટીના આશ્રયે બહાર પાડી હતી.

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી વિજ્ઞાનની પરિભાષાને મૅટ્રિકની પરીક્ષા માટે પાઠ્ય-પુસ્તક તરીકે સ્વીકારવા માટે મુંબઈ યુનિવર્સિટીને પત્ર દ્વારા વિનંતી થઈ ત્યારે મુંબઈ

યુનિવર્સિટીએ ૧૯૪૬ના નવેંબરની ૧૮મીએ વિચિત્ર નિર્ણય આપ્યો કે "હિંદની બધી આધુનિક ભાષાઓ માટે મૅટ્રિકના વિજ્ઞાન વિષયો માટે એક સામાન્ય વૈજ્ઞાનિક પરિભાષા હોવી જોઈએ. ડૉ. રઘુવીરે आंग्ल भारतीय महाकोश માં વિકસાવેલ પરિભાષાની પદ્ધતિ અપનાવવી જોઈએ અને મૅટ્રિકના ઉમેદવારોના ઉપયોગ માટે ડૉ. રઘુવીરને તેમના મહાકોશની સંક્ષિપ્ત આવૃત્તિ બહાર પાડવા વિનંતિ કરવી." મુંબઈ યુનિવર્સિટી આવા નિર્ણય ઉપર પૂરતી વિચારણા ચલાવ્યા વિના અને ડૉ. રઘુવીરની પદ્ધતિની વિગતપૂર્ણ તપાસણી કર્યા વિના પહોંચી છે. દેશને માથે મહાન આપત્તિ ઝઝૂમતી હોય એવા પ્રસંગે પણ પ્રાંતીય ભાષાઓની આવી રીતે અવગણના કરવી જોઈએ નહીં અને તે પણ દેશની સ્વતંત્રતા પ્રાપ્ત થયા પછી તો હરગિજ નહીં.

'સંસ્કૃત વિના ભારતની રાષ્ટ્રીય સંસ્કૃતિ ભયમાં છે' એ સૂત્રની વેદિ ઉપર માતૃભાષા દ્વારા શિક્ષણના અને ભાષાકીય સ્વાતંત્ર્યના પ્રત્યેક નાગરિકના જન્મસિદ્ધ હક્કના સિદ્ધાંતોનું બલિદાન અપાયું છે. નવા શબ્દોની રચના વખતે સંસ્કૃતિના ફુવારા સમી અને જ્ઞાનના ભંડાર સમી સંસ્કૃત ભાષા પાસે ભારતીય સંસ્કૃતિના દરેક ભક્તને જવું ગમે એ સ્વાભાવિક છે; પરંતુ જ્યારે અને ત્યારે, જરૂર હોય કે ન હોય તોપણ લોકભાષામાં રૂઢ થયેલ શબ્દોને અવગણીને, આમજનતાની અને વિદ્યાર્થીઓની માતૃભાષાનો અનાદર કરીને સંસ્કૃતમય કઠિન શબ્દોનો આધાર લેવો એ વિવેકશૂન્યતા દર્શાવે છે. અંગ્રેજી ભાષા રાજકીય સર્વોપરિપદેથી વિલીન થયા પછી અને પરિણામે યુનિવર્સિટી કેળવણીના વાહન તરીકે બંધ પડ્યા પછી પણ એ વસ્તુ સ્વીકારવામાં આવી છે કે પ્રાથમિક અને માધ્યમિક કેળવણીની લોકભાષા તો માતૃભાષા જ રહેવી જોઈએ : તેથી આ કેળવણીના ક્ષેત્રોમાં તો માતૃભાષાની પરિભાષા જેમ બને તેમ સાદી અને દેશ્ય શબ્દોથી ભરેલી હોવી જોઈએ. આ સ્પષ્ટ વસ્તુસ્થિતિની અવગણના કરવાના પ્રયાસોને યુનિવર્સિટી જેવી બળવાન સત્તાનો ટેકો હશે તોપણ તેમને નિષ્ફળતા જ સાંપડશે એ નિઃસંદેહ છે.

### ૬. राज्य अने वैज्ञानिक परिभाषा

વિજ્ઞાનની પરિભાષાના ક્ષેત્રમાં જુદા જુદા પ્રાંતોમાં ખાનગી પ્રયાસો થયા છે તેના પ્રમાણમાં સરકારી તંત્રના ચક્રો સાવચેતીથી એટલી ધીરી ગતિએ ચાલ્યા છે કે એ ગતિને લગભગ ગતિરહિતતા જ કહી શકાય. સને ૧૯૪૦ થી ૧૯૪૭ દરમિયાન મધ્યસ્થ સલાહકાર બોર્ડે કરેલ ઘણાખરા નિર્ણયો, દેશ-સ્વતંત્રતા મેળવ્યા પછી અને અંગ્રેજી ફરજિયાત રાજભાષા તરીકે નહીં રહેવાથી નવા સંજોગોમાં, તદ્દન નિરુપયોગી થઈ પડ્યા છે. ૧૯૪૮ના જાન્યુઆરીમાં મધ્યસ્થ સલાહકાર બોર્ડની બેઠકમા વિજ્ઞાનની પરિભાષાના પ્રશ્ન ઉપર ઊંડી અસર કરતા નીચેના અગત્યના ઠરાવો પસાર થયા હતા :

(ક) યુનિવર્સિટી દરજ્જે કેળવણીના વાહન તરીકે અંગ્રેજીના સ્થાને હિંદની ભાષાઓ આવતાં પાંચ વરસ લાગવા જોઈએ.

(ખ) આ સમય દરમિયાન યુનિવર્સિટીએ રાજ્ય, પ્રાંત કે પ્રદેશની ભાષાને શિક્ષણ તેમ જ પરીક્ષાના માધ્યમ તરીકે દાખલ કરવી જોઈએ. ૧૯૫૩મા પૂરા થતાં પાંચ વરસના સમય પછી, કેળવણી અને પરીક્ષાના માધ્યમ તરીકે અંગ્રેજી ભાષા બંધ પડશે.

(ગ) સંક્રાન્તિકાળ દરમિયાન ઉચ્ચતર અભ્યાસક્રમમાં અંગ્રેજી બીજી ભાષા તરીકે ફરજિયાત રહેવી જોઈએ.

વિજ્ઞાનની પરિભાષાનો પ્રશ્ન વૈજ્ઞાનિક પરિભાષાના રેફરન્સ બોર્ડને સોંપવામાં આવ્યો છે. તેણે ૧૯૪૭ના મે માસમાં રિપોર્ટ કર્યો હતો અને તે ૧૯૪૮ના જાનેવારીમાં થયેલી મધ્યસ્થ સલાહકાર બોર્ડની બેઠકમાં માન્ય કરવામાં આવ્યો હતો.

આ બોર્ડે એ વખતે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે "જુદી જુદી ભાષાઓમાં વપરાતા હોય અને જાણીતા હોય અને જેના ચોક્કસ અને અસંદિગ્ધ અર્થ હોય એવા વૈજ્ઞાનિક શબ્દોની ઘટતી નોંધ લેવી જોઈએ, પરંતુ નવા શબ્દોની રચનાને લાગેવળગે છે ત્યાં સુધી ભાષાની જરૂરિયાત પ્રમાણે જરૂરી પૂર્વગો અને પ્રત્યયો સાથે આંતરરાષ્ટ્રીય વૈજ્ઞાનિક પરિભાષા સ્વીકારવી એ ઇચ્છવાજોગ છે. એમ બનવાજોગ છે કે એક ભાષા કરતાં બીજી ભાષામાં સુસ્થાપિત વૈજ્ઞાનિક શબ્દો વિપુલ પ્રમાણમાં હોય. આવી સ્થિતિ હોય ત્યાં આવા શબ્દો જેમના તેમ રહેવા દેવા જોઈએ."

"વૈજ્ઞાનિક વિષયો સંબંધી લોકપ્રિય પુસ્તકો અને આધારભૂત વૈજ્ઞાનિક પ્રકાશનોના અનુવાદનું કામ લેવા માટે પગારના ધોરણે સારા લાયકાતવાળા માણસોને નીમવા માટે તાત્કાલિક પગલાં લેવાં જોઈએ. આ અનુવાદમાં આંતરરાષ્ટ્રીય પરિભાષા વાપરવી જોઈએ જેથી ભારતીય ભાષામાંના એવાં જ પ્રકાશનો માટે એ નમૂનારૂપ થઈ પડે."

ઉપરોક્ત અહેવાલ જુદી જુદી પ્રાંતિક સરકારો અને યુનિવર્સિટીઓ ઉપર મોકલવામાં આવ્યો હતો: એમાંથી લગભગ બધા સામાન્ય રીતે બોર્ડની ભલામણો સાથે સંમત થયા છે. ૧૯૪૯ના જાનેવારીમાં મધ્યસ્થ સલાહકાર બોર્ડની બેઠક થઈ ત્યારે આગળ કાંઈ પગલાં લેવામાં આવ્યાં નહીં અને અખિલ હિંદ યુનિવર્સિટી કમિશન આ મુદ્દાઓ સબંધમાં અહેવાલ રજૂ કરશે એવી ધારણાથી વધુ વિચારણા મુલતવી રાખવામાં આવી.

ભારતીય નૅશનલ ઇન્સ્ટીટ્યૂટ ઑફ સાયન્સીસે આ વિષય માટે એક ઉપસમિતિ નીમી હતી. તેણે ડૉ. રઘુવીર પદ્ધતિ તેમની સાથે લાંબી ચર્ચા કરીને તપાસી હતી. તેના રિપોર્ટ ઉપરથી એ સંસ્થાની કારોબારી સમિતિએ ઑગસ્ટ ૧૯૪૯માં અગત્યના નિર્ણયો જાહેર કર્યા છે.' (૧) યુનિવર્સિટીના ઉપસ્નાતક વર્ગો સુધી તો આ દેશની પ્રાંતીય ભાષાઓ વિજ્ઞાનના શિક્ષણના માધ્યમ તરીકે વાપરી શકાય (૨) આંતરરાષ્ટ્રીય પરિભાષાના શબ્દો એમ ને એમ સ્વીકારવા, અને હિંદી ભાષાઓમાં નવા શબ્દો રચવા ન જોઈએ, પરંતુ તેમાં રૂઢ થયેલા સ્પષ્ટ અર્થવાળા શબ્દોને ચાલુ રાખવા. આ બંને નિર્ણયો આ પુસ્તકની પદ્ધતિને સારી રીતે ટેકો આપે છે એટલું જ નહીં પણ અન્ય ભાષાઓને માટે તેની ઉપયોગીતામાં વૃદ્ધિ કરે છે.

### ૭. દેશવિચારકો અને વિજ્ઞાનની પરિભાષા

વિજ્ઞાનની પરિભાષા સંબધમાં દેશવિચારકોનાં મંતવ્યો ચોક્કસ અને નિશ્ચિત છે અને એને અવગણી શકાય નહીં.

મહાત્મા ગાંધીજી: (૧) કોઈ શબ્દ ગ્રહણ કરતી વખતે તે 'વિદેશી' છે કે 'દેશી' એવી કસોટી એને લાગુ પાડવામાં નહીં આવે પરંતુ એની વપરાશ છે કે કેમ એટલી જ માત્ર કસોટી લાગુ કરવામાં આવશે. (૨) પારિભાષિક શબ્દોની પસંદગીમાં, ખાસ કરીને રાજકારણી પરિભાષામાં, સંસ્કૃત ભાષાનો શબ્દ છે એ તરીકે જ એને પસંદગી ન આપવી પરંતુ ઉર્દૂ, હિંદી અને સંસ્કૃત શબ્દોમાંથી કુદરતી પસંદગી માટે શક્ય એટલો બધો અવકાશ રાખવો જોઈએ.

पंडित जवाहरलाल नेहरू "धी क्वेश्चन ऑफ लॅंग्वेज" માં તેમનો અભિપ્રાય નીચે પ્રમાણે છે :

(૧) દુનિયાના ઝાઝા ભાગની અંદર રૂઢ થઈ ગયા હોય તેવા વિદેશી અને પારિભાષિક શબ્દો જેમના તેમ સ્વીકારીને હિંદુસ્તાની ભાષાના શબ્દો તરીકે તેમને અપનાવી લેવાની આપણે પૂરતી હિંમત બતાવવી જોઈએ એમ હું માનું છું. હું તો ખરેખર એમ ઇચ્છું કે હિંદની બધી ભાષાઓ આવા શબ્દો અપનાવી લે.

(૨) જુદા અને નિરાળા વૈજ્ઞાનિક શબ્દકોશ માટેનો પ્રયાસ આપણા વૈજ્ઞાનિક વિકાસને અળગો પાડી દેશે અને રૂંધશે તેમ જ શિક્ષક અને વિદ્યાર્થી બંનેને માથે એકસરખો અસહ્ય બોજો લાદશે.

(૩) આવી રીતે ઘણા વિદેશી શબ્દો લઈ શકાય અને લેવા જોઈએ પરંતુ ઝાઝા પારિભાષિક શબ્દો આપણી ભાષાઓમાંથી પણ લેવા પડશે.

(શ્રી બી. એસ. અધોલિયાકૃત એજ્યુકેશન થ્રુ મધરટંગમા આ અભિપ્રાયોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે પૃ. ૩૯ ૪૦)

(૪) શાસ્ત્રીય પારિભાષિક શબ્દોની બાબત વિચારીએ તો, આપણે સૌથી પ્રથમ તો લોકોના ઉપયોગમા સ્વીકારાઈ ગયેલો દરેક શબ્દ લઈ લેવો જોઈએ નવા શબ્દો બનાવતી વખતે આપણે લોકોમાં પ્રચલિત ઉપયોગ અને અર્થને બનતા લગી અનુસરવાનો પ્રયત્ન કરવો જોઈએ. અને વૈજ્ઞાનિક પારિભાષિક શબ્દોની બાબતમા આપણે બનતા સુધી, જગદ્વ્યાપી જે ભાષા ઊભી થતી જાય છે તેથી વિખૂટા પડવુ ન જોઈએ. (હરિજનબંધુ, પાનું ૪૪૩)

श्री काका कालेलकर, विनोबा भावे, अने किशोरलाल मशरूवालाએ જુલાઈ ૧૯૪૯મા બહાર પાડેલા નિવેદનપત્રમા સ્પષ્ટ કરવામાં આવ્યુ છે કે ચાલુ ભાષામા રૂઢ થયેલા શબ્દો, વાક્યો અને વિચારોનો ત્યાગ કરવાની વૃત્તિ ન રાખવી જોઈએ ઊલટુ બીજી ભાષાના શબ્દોને માટે દ્વાર ખુલ્લા રાખવા. . . . વૈજ્ઞાનિક શબ્દોની રચનામાં પ્રાંતીય ભાષાઓ અને બોલીઓમા પ્રચલિત શબ્દોને પ્રથમ સ્થાન આપવુ જોઈએ. . . . નવા શબ્દો સંસ્કૃતમાથી લેવા જોઈએ પરંતુ પાંડિત્યદર્શનનો સર્વથા ત્યાગ થવો જોઈએ અને ભારતી ભાષાના બંધારણ અને સંસ્કારને યોગ્ય સાદા અને પ્રેમપાત્ર શબ્દો જ પસંદ કરવા.

## ८ विज्ञाननु आंतरराष्ट्रीय स्वरूप

વૈજ્ઞાનિક પારિભાષાના આંતરરાષ્ટ્રીય સ્વરૂપ સંબંધમા પ્રો. જે. બી. એસ હેલ્ડેનના શબ્દો યાદ રાખવા ઉપયોગી થઈ પડશે "વિજ્ઞાન એ આંતરરાષ્ટ્રીય હિતની બાબત છે. વિજ્ઞાન ઉપરનો કોઈ પણ નિબંધ પ્રગટ થયો તે ક્ષણે જ તે દુનિયાની માલિકીની વસ્તુ બની જાય છે. વારંવાર જેને ભૂલભરેલી રીતે ખાસ વૈજ્ઞાનિક પરિભાષા કહેવામાં આવે છે એ પણ આંતરરાષ્ટ્રીય ભાષા છે ગમે તે યુરોપી ભાષામાં નિબંધ લખાયેલો હોય છતા કોઈ, પણ વ્યક્તિ એનો સારાંશ લેખમા આવતી ગણિતની રકમો, આંકડાના કોઠા અને રાસાયનિક સૂત્રોદ્વારા મેળવી શકે છે." ભારતે પૂર્ણ સ્વાતંત્ર્ય પ્રાપ્ત કર્યા પછી આંતરરાષ્ટ્રીય સંપર્કની અગત્ય ઉપર જેટલો ભાર મૂકીએ એટલો ઓછો છે. પૃથ્વીના પાંચમા ભાગની વસ્તીવાળા આ મહાન દેશને વેપાર, ઉદ્યોગ અને રાજકારણમા વધતી જતી અગત્યના કારણે પોતાનું વ્યાજબી સાંસ્કૃતિક અને રાજકીય સ્થાન જાળવી રાખવાનુ છે અને વધુ વિકાસ સાધવાનો છે તેમ જ આંતરરાષ્ટ્રીય ભૂમિકા ઉપર અનેક પ્રશ્નોની છણાવટ કરવાની છે વિદેશથી તળીમી, ઔદ્યોગિક, ખનીજ, અને ધાતુને લગતુ જ્ઞાન પ્રાપ્ત કરવાનું છે, ઔદ્યોગિક અને

મજૂર ઉત્કર્ષના ક્ષેત્રમાં, હવાઈ, દરિયાઈ અને જમીનમાર્ગના વાહનવ્યવહારના ક્ષેત્રમાં આંતરરાષ્ટ્રીય સંસર્ગ પ્રતિદિન વધતો જાય છે ત્યારે આંતરરાષ્ટ્રીય વૈજ્ઞાનિક પરિભાષાથી વિખૂટું પડવામાં મોટું નુકસાન સમાયેલું છે. યુદ્ધથી વિદારિત થયેલ જગતની અંદર જ્યારે ગાંધીજીએ શીખવેલ અહિંસાનો પયગામ સુણવા અને નવા દિશાસૂચન માટે એશિયા અને સમગ્ર જગત હિંદ તરફ નજર માંડે છે ત્યારે આપણે એક સંકુચિત ક્ષેત્રમાં અવહેવારુ અલગવાદી બનીને ન બેસી શકીએ.

આપણે એ ન ભૂલીએ કે હિંદીઓ જ્યારે વિજ્ઞાન અને સાહિત્યમાં પોતાનો ફાળો આપવાનું શરૂ કરશે ત્યારે હિંદીઓ અનેક નવા શબ્દો બનાવશે અને શબ્દોની કુદરતી લાયકાત અને શક્તિના કારણે આખા જગતે એનો સ્વીકાર કરવો પડશે. ભારતીય ભાષાઓમાં પૂરતું જોર અને તાકાત છે એટલે વિદેશી ભૂમિના થોડાક હજારેક શબ્દો એમાં આવી જશે એથી ભાષા 'સંસ્કારહીન' નહીં થઈ જાય. આ વસ્તુસ્થિતિ સ્વીકારવામાં યાદ રાખવું જોઈએ કે દેશની ભાષાને યોગ્ય નવા શબ્દો યોજવામાં કોઈ પણ પ્રકારના આળસ કે નિષ્ક્રિયતાને ઉત્તેજન ન મળે. જ્યાં જ્યાં સામાન્ય નામો, વિશેષણો અને ક્રિયાપદો યોજવાની જરૂર પડે ત્યાં જરૂર ભાષાને યોગ્ય એવા નવા શબ્દો યોજવા જ જોઈએ. આ કાર્યક્ષેત્ર એટલું વિશાળ છે અને તેમાં દરેક ક્ષેત્રમાં કાર્ય કરનારાની એટલી મોટી સંખ્યાની જરૂર છે કે વર્ષો સુધી આ કાર્ય ચાલુ રહેશે, તે સમયમાં આંતરરાષ્ટ્રીય અગત્યના શબ્દોનું ભાષાન્તર કરવાનું કામ મુલતવી રાખવું જોઈએ.

આપણા મજૂરો, કારીગરો, ખેડૂતો અને અન્ય આમવર્ગમાં વપરાતા દેશ્ય શબ્દોનો અનાદર કરીને વિજ્ઞાનના સાહિત્યને લોકપ્રિય કે લોકભોગ્ય બનાવવાનું કામ સફળ થઈ શકે જ નહીં. પ્રાદેશિક ભાષામાંથી વૈજ્ઞાનિક વિચારો સ્પષ્ટ કરી શકે તેવા સરળ શબ્દો મળી શકે તો અખિલ હિંદ રાજ્યભાષાના નવા શબ્દો લાદવાની જરૂર રહેતી નથી. પંડિત જવાહરલાલ નેહરુના વિચાર પ્રમાણે આંતરરાષ્ટ્રીય પરિભાષાના શબ્દો, તેમ જ પ્રાદેશિક વપરાશમાં હોય એવા શબ્દો જાળવવામાં અને તેમાં યોગ્ય શબ્દોને રાષ્ટ્રભાષામાં સ્વીકારવામાં જ તેમ જ સર્વ દિશામાથી સર્વોત્તમ તત્ત્વોનું સંકલન કરવાથી જ ઉત્તમ રાષ્ટ્રભાષાનું ઘડતર થઈ શકે.

## ૯. ગુજરાતીઓ અને પરિભાષા

આખા હિંદમાં વૈજ્ઞાનિક પારિભાષાના પ્રશ્ન ઉપર સર્વથી પ્રથમ અને ભગીરથ પ્રયત્ન એક પ્રતિષ્ઠિત ગુજરાતી પ્રો. ત્રિભુવનદાસ ગજ્જર તરફથી થયો હતો. પરંતુ ત્યાર પછીના સમયમાં હિંદી, મરાઠી અને અન્ય ભાષાઓમાં થયેલ પ્રગતિ ગુજરાતીઓને શરમમાં નાખે એવી છે એટલું જ નહીં પરંતુ આ સંબંધમાં પૂરતી સંભાળ અને આયોજનનું પાલન ન થાય તો આંતરરાષ્ટ્રીય અને આંતરપ્રાંતીય ક્ષેત્રોમાંથી ગુજરાતી ભાષાનું નામ નિશાન ઊડી જાય એવી પરિસ્થિતિ પ્રાપ્ત થઈ છે.

કેટલાએક વિચારકો ગુજરાતી નવલકથા, નાટકો કે કવિતા માટે ગુજરાતી ભાષા કે લિપિમાં ગુજરાતની અસ્મિતા સાચવવાનો આગ્રહ કરે છે, પરંતુ વિજ્ઞાનના ક્ષેત્રમાં તો હિંદી ભાષા કે લિપિ સદંતર સ્વીકારવા તત્પર છે. બીજા કેટલાએક નિષ્ક્રિયવાદીઓ એમ સમજે છે કે રાષ્ટ્રભાષામાં શિક્ષણ આપવાનું શરૂ થશે ત્યારે પણ આપણે બીજાઓએ તૈયાર કરેલી રાષ્ટ્ર પરિભાષાને સ્વીકારી લઈશું. તેથી આપણી મહેનત બચશે અને દેશના સંગઠનના મહાકાર્યમાં પૂર્તિ આપ્યાનું માન ખાટી શકાશે. પરંતુ આ વિચારદૃષ્ટિ

ભૂલભરેલી છે એટલું જ નહીં પણ ગુજરાતી ભાષાના ગૌરવને અને સામર્થ્યને નિંદે છે, એ તેમની ધ્યાન બહાર નીકળી જાય છે. દેશમાં રાષ્ટ્રભાષાનું વાતાવરણ ઉત્પન્ન થયું છે તેને પોષવું જોઈએ એ વાત ખરી પરંતુ આ પોષણ આપવામાં, પ્રાંતીય ભાષાનો ભોગ આપવાની જરૂર નથી: ઊલટું પ્રાંતીય ભાષાઓને પોષણ મળે અને ભાષાસમૃદ્ધિનો વિકાસ થાય એ દૃષ્ટિએ જ રાષ્ટ્રભાષાનો વિકાસ થવો જોઈએ. વળી કેવળ સંસ્કૃતમય પરિભાષા સ્વીકારવામાં અને પ્રાંતીય ભાષાની સંસ્કૃતિની અવગણના કરવામાં ભાષાદ્રોહ, દેશદ્રોહ અને સંસ્કૃતિદ્રોહ એ ત્રિવિધ દોષ રહેલા છે.

## ૧૦ રોજિંદો વ્યવહાર અને પરિભાષા

દેશમાં અને રોજિંદા વહેવારમાં પ્રચલિત થયેલા અને ગુજરાતની જુદી જુદી કોમોના વહેવારમાં પ્રચલિત થયેલા શબ્દોનો ભોગ કરવો અને કેવળ સંસ્કૃતમય શબ્દો યોજવા એ ભૂલભરેલું છે.

દાખલા તરીકે હવા, આબોહવા, કાયદો, કાબૂ, વસૂલ, હુન્નર, હિસાબ, આરામ, ખરીદી, સરેરાશ એવા શબ્દોને આપણે છોડી શકીએ નહીં. ભાષાસમૃદ્ધિની દૃષ્ટિએ તો આવા શબ્દોનો ત્યાગ કરવો એ અયોગ્ય જ ગણાય. તે ઉપરાંત અમિવર્ગની દૃષ્ટિએ પણ આવા શબ્દો આપણી ભાષામાં રાખવા જ જોઈએ. વળી સંસ્કૃતમય ભાષાથી ડરીને સાક્ષરી સંસ્કૃતમય ગુજરાતીનો ત્યાગ કરીને પારસીભાઈઓને પારસી ગુજરાતી ભાષા યોજવાની જરૂર પડી છે એ વસ્તુસ્થિતિ ફરીથી ઊભી ન થવી જોઈએ, એની સંભાળ રાખવાની આ નવા યુગમાં આપણી ખાસ ફરજ રહે છે. ખોજા, મેમણ, વોરા અને બીજી ઉર્દૂ, અરબી કે ફારસી શબ્દોથી વધારે પરિચિત કોમોને પણ દેશની આર્થિક અને ઔદ્યોગિક તેમ જ સાંસ્કૃતિક સમૃદ્ધિમાં ભાગ લેવાની જરૂર છે. એ દૃષ્ટિએ પણ ગુજરાતી ભાષાએ સંસ્કૃત ઉપરાંત અરબી, ફારસી અને અંગ્રેજી ભાષાનો સંપર્ક રાખવો જોઈએ.

વિદેશી ભાષાના શબ્દો પ્રચલિત થયા હોય તેને માત્ર ભાષાશુદ્ધિ ખાતર જ ફેરવવાનો પ્રયાસ ન કરવો. એના આધારમાં મહાત્મા ગાંધીજીનું કથન પણ આ પ્રકારનું છે: "કોઈ શબ્દ ગ્રહણ કરતી વખતે તે 'વિદેશી' છે કે 'દેશી' એ કસોટી એને લાગુ નહીં કરવામાં આવે, પરતુ એની વપરાશ છે કે કેમ એટલી જ માત્ર કસોટી લાગુ કરવામાં આવશે." મોટર તેમ જ વીજળી અને કડિયાકામનાં કારીગરો રોજિંદા વ્યવહારોમાં શબ્દો વાપરે છે એની યાદી ભાઈ શ્રી ભોગીલાલ દાજનેરે મિત્રોમાં થતી વાતચીત ઉપરથી પ્રત્યક્ષ નોંધ કરીને તૈયાર કરેલી છે. આ યાદી ઉપરથી સ્પષ્ટ થશે કે રૂઢ થયેલા શબ્દોને બદલે નવા શબ્દો બનાવવા એ 'રોજિંદા વ્યવહાર'માં દખલરૂપ બની કુદરતી વિકાસમાં રોધક બનવા રૂપ છે. ચાલુ શબ્દો કારીગરોને ચોક્કસ જ્ઞાન આપે છે અને ચોક્કસ સૂચનાઓ આ શબ્દો દ્વારા જ અપાય છે. દા૦ ત૦ "ઘરના ત્રીજે માળે લાઈટ થતી નથી તેથી વાયરિંગમાં કાંઈ ફૉલ્ટ હોવો જોઈએ. તેથી સીલીંગ રોઝ, પેન્ડન્ટ, રોઝ લેમ્પહોલ્ડરના કનેક્શન, કેસિંગ ખોલી કેસિંગમાં વાયર તપાસી લેવા અને ઇન્સ્યુલેશન ટેસ્ટ તથા કન્ટીન્યુઈટી ટેસ્ટ લઈ ફ્યૂઝબોર્ડનાં કૉન્ટેક્ટ તપાસી નવા ફ્યૂઝો નાખી લાઈટ ચાલુ કરવી." સાધારણ રીતે ઉપર પ્રમાણે સમજૂતી અપાય છે અને તે વાયરમેન સમજી શકે છે. આવા શબ્દોને સ્થાને નવા શબ્દો બનાવીએ તો રોજિંદા વહેવારમાં

કેટલી મુસીબત ઊભી થાય તેનો ખ્યાલ આવે. આવા શબ્દો વ્યવહારમાં પ્રચલિત છે. તે જેમના તેમ ચાલુ સ્વરૂપમાં જ સ્વીકારવામાં ભાષાની સમૃદ્ધિ અને વિકાસ અને આમજનતાની સગવડ રહેલાં છે. આ મુદ્દાઓનો અનાદર કરીને સંસ્કૃતમય નવા શબ્દો રચવાના પ્રયાસથી ઘણી હાનિ થાય છે. એક તો સમૃદ્ધ ભાષાભંડોળના કુદરતી વિકાસના લાભથી આપણે વંચિત રહીએ છીએ અને જૂનો એકડો ભુલાવી નવો એકડો ઘૂંટાવવાનો આગ્રહ રાખી કારીગર માથે બેવડો શ્રમનો બોજો લાદીએ છીએ. ભાષાશુદ્ધિના અત્યાગ્રહથી આપણી દૃષ્ટિ આટલી બધી સંકુચિત ન થવા દેવી જોઈએ.

Accelerator એક્સેલરેટર
Alternating current એ. સી. કરન્ટ
Ampere એમ્પીયર
Arch આર્ચ, કમાન
Aerial એરિયલ
Axle એક્સલ
Ball bearing બોલબેરીંગ
Battery બેટરી
Beam બીમ
Body, Motor બૉડી (મોટર)
Boxing બોક્સિંગ
Brake બ્રેક
Buffer બફર
Cable કેબલ
Candle power (of lamp) કેન્ડલ પાવર
Capping કેપિંગ
Carbon-steel કાર્બન સ્ટીલ,
Carburetter કાર્બ્યુરેટર
Casing કેસિંગ
Cell સેલ
Ceiling સીલિંગ, છત
Ceiling Rose સીલિંગ રોઝ
Cement સિમેન્ટ
Centering સેન્ટરિંગ
Chassis ચેસીસ
Choke ચોક
Clutch ક્લચ
Coil કોઈલ
Compression કમ્પ્રેશન
Column કોલમ
Conductor કન્ડક્ટર
Conduit કોન્ડીટ
Contact, (Electric, in wiring) કોન્ટેક્ટ
Cornice કોરનીસ
Coupling કપ્લિંગ,
Chromium-plating ક્રોમિયમપ્લેટિંગ, ક્રોમવવું.
Current (electric) કરન્ટ
Cut out કટ આઉટ
Direct current ડી. સી. કરન્ટ
Double cotton covered wire ડી. સી. સી. વાયર
Earth, Earthing અર્થ
Exhaust pipe એગ્ઝૉસ્ટ પાઈપ
Filament ફીલામેન્ટ
Fire brick ફાયરબ્રીક
Fireclay ફાયરક્લે
Flexible wire ફ્લેક્સીબલ વાયર
Flourescent light ફ્લોરેસન લાઈટ
Four seater ફોરસીટર
Fuse ફયૂઝ
Gear ગીયર
Gas ગેસ
Glazing ગ્લેઝીંગ
Gutter ગટર
Hall drop હૉલડ્રૉપ
Handle હેન્ડલ
Hardcoke હાર્ડકોક
Heater (electric) હીટર
Hood હૂડ
Ignition ઇગ્નીશન
Insulation ઇન્સ્યુલેશન
*Lamp holder* લેમ્પહોલ્ડર
Lamp shade શેડ
Lintel લિન્ટેલ
Load લોડ Overload ઓવરલોડ Under — અન્ડરલોડ Normal — નોર્મલલોડ
Loud speaker લાઉડ સ્પીકર
Machining મશીનિંગ
Magnetism મૅગ્નેટિઝમ
Metal, Gun - ગનમેટલ, White - વ્હાઈટમેટલ
Mosaic tiles મોઝેક ટાઇલ્સ
Mould મોલ્ડ
Moulder મોલ્ડર
Mudguard મડગાર્ડ
Negative pole નેગેટિવ પોલ
Neutral ન્યુટ્રલ

asting ઓર્ઇલ
રસ્ટીંગ
al પેડલ
iel પેનલ
apet પારાપેટ
line પાર્લીન
tern પૅટર્ન
tern-maker પૅટર્ન-
કર
se ફેઇઝ Single —
ંગલ૦ Three — થ્રી૦
iron પીગ-આયર્ન
ir પીલર
ા પ્લાન
ter of Paris પ્લાસ્ટર
ફ પેરિસ
th પ્લિન્થ
પ્લગ
its, (electric), પૉઈન્ટસ
rity પોલેરિટી
, પોલ
shing પૉલિશિંગ
tive પૉઝિટિવ
Pulley પુલી
Push button પુશ બટન
Radiator રેડિએટર
Radio રેડિયો
Rafter રૅફ્ટર
Railing રેલિંગ
Refrigerator રેફ્રીજરેટર
Regulator રેગ્યુલેટર
Reinforcement રીઈન્ફોર્સમેન્ટ
Resistance (in electric circuit) રેસીસ્ટન્સ
Resistance Test રેસીસ્ટન્સ ટેસ્ટ
Room air conditioner એર કન્ડીશનર
Screw (wood screw) સ્ક્રૂ
Shafting શેફ્ટીંગ
Silencer સાયલન્સર
Single cotton covered wire એસ. સી. સી. વાયર
Socket સૉકેટ
Spark સ્પાર્ક
Sparking plug સ્પાર્કિંગ પ્લગ
Steering wheel સ્ટિઅરિંગ વ્હીલ
Stopper સ્ટૉપર
Switch સ્વીચ
Switch board સ્વીચ બોર્ડ
Tiles (flooring) ટાઇલ્સ
Touring car ટૂરીંગ કાર
Tube ટ્યૂબ
Unit યુનિટ
Venitian વેનિશિયન
Ventilator વેન્ટિલેટર
Verandah વરંડા
Volt વોલ્ટ
Water casting વોટર કાસ્ટિંગ
Watt વૉટ
Weather board વેધર બોર્ડ
Wheel વ્હીલ
Wired glass વાયરગ્લાસ
Wiring વાયરિંગ

કારીગર વર્ગમાં જેમ ઉપર આપેલા શબ્દો રૂઢ થયા છે એ રીતે છેલ્લાં થોડાં ની કંટ્રોલ પદ્ધતિની લીધે રોજિંદા વહેવારમાં બીજા ઘણા વિદેશી શબ્દો રૂઢ થયેલા છે. શબ્દો પણ જેમના તેમ અપનાવી લેવા જોઈએ. દા૦ ત૦ કન્ટ્રોલર, લાયસેન્સ, પરમીટ, નકાર્ડ, ક્વોટા, કન્ટ્રોલ, પ્રાયોરિટી, ફાઈન, સુપરફાઈન, ટ્રેડમાર્ક, ટ્રેક્ટર, બોરિંગ.

ઉપરની વિચારસંકલનાથી ફલિત થાય છે કે વિજ્ઞાનની પરિભાષા તૈયાર કરવાનું ા ઘણું ગુંફિત અને કઠિન છે. માધ્યમિક શાળામાં માતૃભાષા જ બોધભાષા તરીકે ાની છે એટલે આ શાળાઓના ઉપયોગ માટેની વૈજ્ઞાનિક પરિભાષા નક્કી કરવામાં વધુ વિલંબ ચાલી શકે તેમ નથી. સકળ હિંદની વૈજ્ઞાનિક પરિભાષા માટે હજુ નિશ્ચિતતાને સ્થાન છે પરંતુ માધ્યમિક શિક્ષણમાં માતૃભાષાનું સ્થાન નિર્ણીત થયા પછી ક્ષેત્રમાં પરિભાષાના પ્રશ્નનો ઉકેલ પ્રાંતિક ભાષાના ધોરણે જ કરવાનો છે. એટલે પણ વધુ ંબ બિનજરૂરી અને હાનિકારક છે એમ આ લેખક દૃઢતાથી માને છે. આપમેળે વિજ્ઞાન ાવા માગતા કામદાર વર્ગના ઉપયોગ માટે તેમ જ રોજિંદાં છાપાં અને સામયિકોમાં વિજ્ઞાન વિષયો સંબંધી લેખકોના ઉપયોગ માટે નાના સંદર્ભગ્રંથની ખાસ જરૂરિયાત

છે. આ વૈજ્ઞાનિક શબ્દસંગ્રહની બીજી આવૃત્તિ બહાર પાડવામાં આ રીતે આમજનતાની વિદ્યાર્થીઓની-અને કામદારોની તેમ જ માતૃભાષાની નમ્ર સેવા કરવાનો ઉદ્દેશ રહેલો છે. સાથે સાથે હિંદભરની પરિભાષાના પ્રશ્નના ઉકેલ માટે એક વ્યાવહારિક, વાસ્તવિક અને માર્ગદર્શક પુસ્તક હિંદમાતાના ચરણે ધરવાનો પ્રયાસ છે. તેથી અંગ્રેજી ભાષાને કે નાગરી લિપિને જરા વધારે પડતી અગત્ય આપવામાં આવી હોય તો તે ગુજરાતી વાચકો દેશ-વિકાસની દૃષ્ટિએ દરગુજર કરશે એવી આશા રાખું છું.

## ૧૧. પરિભાષાની નિયમાવલિ

આ શબ્દસંગ્રહ તૈયાર કરવામાં નીચેના ઉદ્દેશો ધ્યાનમાં રાખવામાં આવ્યા છે :—

(અ) ગુજરાતી ભાષા બોલનાર આમવર્ગમાં પ્રચલિત થયેલા દેશ્ય શબ્દો અને ગુજરાતના વેપાર વ્યવહારમા, છાપાઓમાં અને કારખાનાંઓમા વપરાતા શબ્દોને યોગ્ય સ્થાન મળવુ જોઈએ.

(આ) કેવળ સસ્કૃતમય શબ્દો વૈજ્ઞાનિક શબ્દસંગ્રહમાં લેવાનો દુરાગ્રહ ત્યજીને અંગ્રેજી, ઉર્દૂ, ફારસી અને અરબી શબ્દો દેશમાં પ્રચલિત થયા હોય તેનો બહિષ્કાર ન કરવો જોઈએ.

(ઇ) વિજ્ઞાનકોશની લિપિ નાગરી હોવી જોઈએ કે જેથી રાષ્ટ્રભાષાનો અને બીજા પ્રાંતોનો સંબધ સુલભ થઈ શકે.

વિજ્ઞાનનાં પુસ્તકો ગુજરાતી ભાષામાં લખવામાં મારા પચીસ વરસના અનુભવના અંતે હું નિર્ણય ઉપર આવ્યો છું કે નીચેના નિયમો આપણે સ્વીકારવા જોઈએ, નહીં તો હિંદી રાષ્ટ્રીય બોધભાષા થતાં આપણી ગુજરાતી ભાષાના સ્વાતત્ર્ય અને સ્વત્વનો વિનાશ થવાનો સંભવ છે.

શ્રી. કિશોરલાલભાઈ મશરૂવાળાએ પરિભાષા રચના સંબંધમાં મને પત્રવ્યવહારથી તેમ જ રૂબરૂ ચર્ચામાં અગત્યની મદદ આપી છે, તેમ જ તેમણે ૧૯૪૦ અને ૧૯૪૧માં 'પ્રસ્થાન' તથા 'શિક્ષણ અને સાહિત્ય'ના અકોમા લેખો દ્વારા સૂચનાઓ પ્રસિદ્ધ કરી છે. આ સૂચનાઓ આ શબ્દસગ્રહમા માન્ય રાખેલી છે અને તેમનો સાર નીચેના નિયમોમાં સમાવવામા આવ્યો છે. વળી ગુજરાત વિદ્યાપીઠ તરફથી તૈયાર કરવામા આવેલી પરિભાષામાં વપરાયેલા નિયમો જ્યાં જ્યા સ્વીકાર્ય હોય ત્યા તેનો સમાવેશ કરવામાં આવ્યો છે. તેવી રીતે સાહિત્ય પરિષદ, ગુજરાત વિદ્યાસભા અને અન્ય સંસ્થાઓ તરફથી પ્રસિદ્ધ થયેલાં પરિભાષાનાં પુસ્તકોમાંથી મળતી સામગ્રી અને સિદ્ધાન્તોનો સમન્વય કરવામા આવ્યો છે.

૧. પારિભાષિક શબ્દો જેમ બને તેમ સરળ રાખવા. ભાષાશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર અને ભાષાશુદ્ધિના કરતા સુગમતા અને સરળતા ઉપર વધારે ભાર મૂકવો આવશ્યક છે. દા૦ ત૦ કારીગર વર્ગમા હથિયારો, ઓજારો અને સાચાકામ માટે પ્રચલિત થઈ ગયેલા શબ્દો અશિષ્ટ ગણાતા હોવા છતા પણ વધારે સફળ અને ઉપયોગી થાય.

૨. વિદેશી ભાષાના શબ્દો પ્રચલિત થયા હોય તેને માત્ર ભાષાશુદ્ધિ ખાતર જ ફેરવવાનો પ્રયાસ ન કરવો. દા૦ ત૦ 'સ્ટેશન' 'મોટર' 'સિગ્નલ' 'પંપ' 'ઙીમલ,' 'વાયરમૅન' 'ઇજનેર' 'માસ્તર' 'ઇસ્પિતાલ' વગેરે

નોધ: ઉપરોક્ત બે નિયમોના આધારમા મહાત્મા ગાંધીજીના શબ્દો આ પ્રમાણે છે : 'કોઈ શબ્દ ગ્રહણ કરતી વખતે તે તે 'વિદેશી' છે કે 'દેશી' એ કસોટી એને લાગુ

નહીં કરવામાં આવે, પરંતુ એની વપરાશ છે કે કેમ એટલી જ માત્ર કસોટી લાગુ કરવામાં આવશે.'

૩. વિદેશી ભાષાના શબ્દો પ્રચલિત ન થયા હોય તે પણ પ્રચલિત થવા દેવામાં ખાસ વાંધો ન લેવો. બીજા કોઈ નિયમનો વાંધો ન આવતો હોય તો આવા શબ્દોને એમના એમ અથવા જોઈતા ફેરફાર સાથે પ્રચલિત થવા દેવા દા૦ ત૦ 'એશપીટ,' 'કંપાસ' 'કૉલર,' 'પાઈપ,' 'ગેજ,' 'પ્લેન,' 'પંચ' 'લાઈન' વગેરે, પરંતુ વધારે સરળ અને સૂચક દેશી શબ્દો બની શકે તો તે બનાવવા માટે સંકોચ ન હોવો જોઈએ. દા૦ ત૦ આગગાડી, વિમાન, ઊંટડો.

૪. આંતરરાષ્ટ્રીય અગત્યના વસ્તુવાચક કે નામવાચક શબ્દોનો અનુવાદ કરવો નહીં પરંતુ અંગ્રેજીમાંથી લેવા. દા૦ ત૦ હાઇડ્રોજન માટે આર્દ્રવાયુ કે નાઇટ્રોજન માટે નત્રિલ એના પ્રયોગો ન કરવા, પરતુ અંગ્રેજી નામો રાસાયનિક તત્ત્વો તેમ જ સંયોજનો માટે અસલ રૂપમાં ચાલુ રાખવાં.

૫ ક્રિયાપદ કે ક્રિયાવાચક નામોને માટે નવા શબ્દો સંસ્કૃત, ફારસી, અરબી કે ઉર્દૂમાંથી સરળતા અને અર્થ ધ્યાનમાં રાખીને યોજવા દા૦ ત૦ એટ્રેકશન — ખેંચાણ, આકર્ષણ, રિપલ્શન — હઠાણ, અપાકર્ષણ, ટેલીસ્કોપ — દૂરબીન.

૬. હિંદના બીજા પ્રાંતોની ભાષા સાથે સામ્ય સાધવાનો બનતો પ્રયાસ કરવો, પરતુ ગુજરાતી ભાષાની સ્વતંત્ર વૃદ્ધિમા બાધ આવવા ન દેવો.

૭. રાસાયનિક તત્ત્વો, સંજ્ઞાઓ, ફોર્મ્યુલા, અને સમીકરણ — (રસાયણશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રના) આંતરરાષ્ટ્રીય સમિતિઓએ નક્કી કરેલાં રૂપમાંથી જરાયે ફેરફાર કર્યા વિના વાપરવાં. દા૦ ત૦ રેડિયમ, સોડિયમ, હેલિયમ, સલ્ફાઈડ, સલ્ફેઈટ વગેરે. આ બધા અંગ્રેજી શબ્દો શુદ્ધ અંગ્રેજી ઉચ્ચાર સાથે ગુજરાતીમા જેમના તેમ સ્વીકારી લેવા જોઈએ. રાસાયનિક તત્ત્વો અને સમાસોની સંજ્ઞાઓ ફેરફાર કર્યા વિના લઈ લેવી જોઈએ. દા૦ ત૦ $H_2O$, $H_2SO_4$, $KNO_3$. આવી સંજ્ઞાઓના સખ્યાંકના ગુજરાતી ભાષામા ઉચ્ચારો, બે, ચાર, ત્રણ ઇત્યાદિ કરવા હોય તો અને તેથી સુગમતા મળતી હોય તો તે માટે વાંધો ન લેવો

૮. તેવી જ રીતે પ્રાણીશાસ્ત્ર અને વનસ્પતિશાસ્ત્રની આતરરાષ્ટ્રીય પરિભાષા લેટિનમાં છે તે જેમની તેમ અપનાવી લેવી જોઈએ, દા૦ ત૦ બિલાડીનું વૈજ્ઞાનિક નામ ફેલીસ ડોમેસ્ટિકા, તુળસીનુ વૈજ્ઞાનિક નામ ઓસાઈમમ સેન્કટમ.

૯. નવા શબ્દો યોજવામા શબ્દનો મૂળ અને હાલનો અર્થ બને સમજવા જોઈએ. તેમા હાલના અર્થને લક્ષમાં રાખીને નવા શબ્દો બનાવવા જોઈએ, દા૦ ત૦ ઑર્ગેનિક કેમિસ્ટ્રીને માટે 'સેન્દ્રિય રસાયન' એ શબ્દો હાસ્યાસ્પદ છે. 'કાર્બન રસાયન' વધારે સુવાચ્ય અને યોગ્ય છે.

૧૦. ખગોળ, શરીરરચના, રસાયણ, ઔષધ કે ગણિતશાસ્ત્રના શબ્દો, ચરક, સુશ્રુત અને ભાસ્કરાચાર્ય જેવા જૂના સંસ્કૃતલેખકો કે ફારસી, અરબી તથા ઉર્દૂ લેખકોના લખાણમાંથી મળી શકે તેમ હોય તો તેમને પસંદગી આપવી જોઈએ, પરંતુ તે પહેલાં તેના સાચા અર્થની ચોકસાઈ થવી જોઈએ.

૧૧. (ક) હાલમાં થોડાં વરસો સુધી એક કરતાં વધારે પર્યાય શબ્દો સાથે રાખવા. અનુભવ પછી અમુક શબ્દો રૂઢ થશે અને બાકીનાનો ત્યાગ થશે.

(ખ) આ શબ્દસંગ્રહમાં એક કરતાં વધારે પર્યાયો રાખવાનાં બે કારણો છે; એક તો ભાષાની સમૃદ્ધિ વધારવાનું અને બીજું વધારે અગત્યનું-કારણ શબ્દની વિવિધ અર્થછાયા સમજાવવા માટે ભિન્ન ભિન્ન શબ્દોની આવશ્યકતા હમેશ રહે છે. વળી એક જ શબ્દ ઉપર અતિઆગ્રહ રાખવાથી જડતા અને પ્રગતિવિરોધ ઊભા થવાનો સંભવ રહે છે.

૧૨. સંસ્કૃત, ફારસી વગેરેમાંથી શબ્દો શોધવાનો પ્રયત્ન કરતાં પહેલાં એ ભાવ દર્શાવનારા ભાષામાં રૂઢ થયેલા શબ્દો શોધવાનો અને તેને પારિભાષિક અર્થ આપવાનો પ્રયત્ન કરવો જોઈએ, એ શબ્દનું મૂળ ગમે તે ભાષામાં હોય તે વિષે બેફિકર રહેવું જોઈએ અને તે જો તદ્દન મામૂલી અને પાંડિત્યહીન લાગતો હોય તો તે તેનો દોષ નહીં પણ ગુણ સમજવો જોઈએ. દા૦ ત૦ 'ઍટ્રેક્શન' માટે આકર્ષણ કરતાં ખેંચાણ 'ગેરેજ' માટે વાહિત્રગૃહને બદલે વાહનઘર, વિદ્યુતને બદલે વીજ, સ્તરને બદલે થર, ફૂકૂસને બદલે ફેફસુ, વગેરે સાદા શબ્દોને માટે પસંદગી ઊતરવી જોઈએ.

૧૩. એકાદ પ્રાચીન કે પરભાષાના શબ્દને દાખલ કરવાનું નક્કી કર્યા પછી એને આપણે આપણી પોતાની ભાષાના શબ્દ તરીકે જ પૂરેપૂરો લેખવો જોઈએ. તેને ઉપસર્ગો કે પ્રત્યયો લગાડવામાં કે બીજા શબ્દો સાથે એના સમાસ કરવામાં આપણે આપણી સ્વભાષાની ખાસિયતો તપાસી નિયમો કરવા અને લગાડવા જોઈએ. એમાં અમુક ભાવ માટે અમુક ઉપસર્ગો કે પ્રત્યયો ઠરાવવાને કે નવા નિર્માણ કરવાનેયે હરકત ન હોય. એ નક્કી કર્યા પછી એ જોવાપણું ન હોય કે એ શબ્દ અને પ્રત્યય એક જ મૂળ ભાષાના છે કે જુદી જુદી. દા૦ ત૦ જો આપણે ન્યૂનતા દેખાડવા કમ, અધિકતા માટે પર, વધ, કે બડ, અનિયમિતતા માટે કુ, અભાવ માટે બે અથવા અ (અન્) ઉપસર્ગો સ્વીકાર્યા હોય અને અંગ્રેજી 'નૉર્મલ' શબ્દ પણ રૂઢ થયો હોય તો 'સબનૉર્મલ' માટે 'કમનૉર્મલ' એવા શબ્દો બનાવતાં સંકોચ ન કરવો જોઈએ. તે જ પ્રમાણે 'પ્રેશર' માટે દાબ શબ્દ હોય તો 'હાઈપ્રેશર' માટે વધદાબ કે બડદાબ અને 'લોપ્રેશર' માટે કમદાબ શબ્દો બનાવાય.

૧૪. આપણે આપણી ભાષાની ખાસિયતોનો અભ્યાસ કરી તેને અનુસરી શબ્દો બનાવવાની કળા પણ નિર્માણ કરવી જોઈએ. દા૦ ત૦ વિશેષણને તથા કોઈ વાર નામને 'વું' પ્રત્યય લગાડવાથી તે મુજબ થવું એવા અર્થનાં ક્રિયાપદો કરી શકાય છે. જેમ કે વધારે થવું—વધવું, ઓછા થવુ—ઓછાવુ, પાસે થવું—પાસાવું, ઊંચા થવુ—ઉંચાવું, નીચા થવુ—નીચાવું, મોટુ થવું—મોટાવું, વીજ—વીજવવું એવા શબ્દો બનાવવાને હરકત ન હોય. એ જ મુજબ 'આ ર (ડ) વું' લગાડવાથી તે પ્રમાણે કરવું એવું સકર્મક ક્રિયાપદ કરી શકાય છે. જેમ કે વધારવું, ઘટાડવું, સમારવું: તે પ્રમાણે દૂરાવવું, પાસાવવું, ઊંચાવવુ, મોટાવવું.

૧૫ પરભાષામાથી નામ કે વિશેષણ સ્વભાષામાં અપનાવી શકાય છે. પરંતુ ક્રિયાપદ અપનાવી શકાતાં નથી. આ સંબધમા આપણી ભાષાની ખાસિયત પ્રમાણે 'વું' પ્રત્યય લગાડીને પરભાષાના નામ કે વિશેષણમાંથી ક્રિયાપદ બનાવવાની યુક્તિ ઉપયોગી નીવડે એમ છે. દા૦ ત૦ હાઇડ્રોજન ઉપરથી હાઇડ્રોજનવું, ઑક્સિજન ઉપરથી ઑક્સવવું, ક્રોમિયમ ઉપરથી ક્રોમવવું, વગેરે શબ્દો સહેલાઈથી સમજી શકાય એમ છે. આવી રીતે

કરેલા શબ્દયોજનથી નવા અપરિચિત સંસ્કૃત મૂળ શબ્દો શોધવાનું અને તેના ઉપરથી નવા શબ્દો બનાવવાની જરૂરિયાત રહેતી નથી.

૧૬. એ શબ્દોના સમાસમાં એના છૂટા છૂટા અર્થો કરતાં વધારે અર્થ સમાવવાની શક્તિ ઉત્પન્ન થાય છે. અંગ્રેજીમાં એ શક્તિનો બહુ છૂટથી ઉપયોગ કરવામાં આવે છે. દા૦ ત૦ Up-start, bygone, red-handed, bye-product વગેરે. આપણી ભાષામાં પણ આ શક્તિ રહેલી છે, દા૦ ત૦ જોહુકમ, આડખીલી, આડખર્ચ. એ જ પ્રમાણે Bye-product માટે આડમાલ, આડપેદાશ કે આડઊપજ વાપરી શકાય. તળવટ, તળજમીન, તળપદું વગેરે આવા શબ્દો છે.

૧૭. ઉ, ઉત્, ઊંચા; ની, નીચા; પી, પીછ, પીછા; આગા, આધા, આડ; મહીં, બહાર; કુ, કૂડા; કડા; સ, મહ, સાથ, સથ; ઉલટ; પાર; ફેર, ફરી; પેટ, પેટા; પડ; અ, અન્, બે; પાસ; ફર; વિના, સિવા, ગેર; જોર, ઠીક, મહેર વગેરે ઉપસર્ગો માનીએ. જેમ અંગ્રેજીમાં pro, sub, cen, ab, ad, trans, ex, in વગેરે ઉપસર્ગોથી અનેક શબ્દો બનાવી શકાય છે. તેમ આ શબ્દો જોડીને ગુજરાતીમાં પણ બનાવી શકાય. અંગ્રેજીમાં ઉપસર્ગ હોય ત્યાં દેશી ભાષામાં પ્રત્યયવાળા અને એથી ઊલટી રીતે પણ શબ્દો બનાવી શકાય.

૧૮. જ્યાં સંસ્કૃત કે ફારસીમાંથી શબ્દો શોધ્યા વિના છૂટકો જ ન હોય ત્યાં પણ આપણે એ નિયમો જાળવી શકીએ તો સારું: (ક) ગુણ કે વૃદ્ધિ કરવાં પડે તે કરતાં સીધા પ્રત્યયો ઉમેરી શકાય એવા પ્રત્યયોને પસંદગી આપવી, જેમ કે દારિદ્ય, વૈધર્મ્ય, વૈલક્ષણ્યને બદલે દરિદ્રતા, વિધર્મતા, વિલક્ષણના વગેરે. (ખ) એ જ રીતે નામ તરીકે તાર્કિક, દાર્શનિક વગેરે નહીં પણ તર્કશાસ્ત્રી, તર્કકાર; દર્શનશાસ્ત્રી, દર્શનકાર વગેરે શબ્દો વાપરવા. ગુજરાતી ભાષાની વપરાશમાં વૃદ્ધિ કરવાની રીત નથી એ સમજીને નવા શબ્દો યોજવા. પ્રમાણિક, વ્યવહારિકને બદલે પ્રામાણિક, વ્યાવહારિક ન લખવા. આ રીતે ત્રિમાસિક, વિજ્ઞાનિક, અધ્યાત્મિક એવા સાદા શબ્દો યોજવા. (ગ) જ્યાં લુપ્ત પ્રત્યય લગાડી શકાતો હોય ત્યાં ક્લિષ્ટ સ્પષ્ટ પ્રત્યય ન લગાડવો. જેમ કે ચારિત્ર્ય નહીં પણ ચારિત્ર, ઈર્ષ્યા નહીં પણ ઈર્ષા. વળી જ્યાં પ્રત્યય લગાડ્યા વિના તેમ જ લગાડીને શબ્દ બનાવી શકાતા હોય ત્યાં પ્રત્યયવાળો શબ્દ વાપરવો નહીં. અધ્યાત્મદષ્ટિ, તર્કપદ્ધતિ, દર્શનપદ્ધતિ, શબ્દચતુરાઈ બોલી શકાય ત્યાં સુધી આધ્યાત્મિક દષ્ટિ, તાર્કિક પદ્ધતિ, દાર્શનિક પદ્ધતિ એવા શબ્દો વાપરવા નહીં. (ઘ) શબ્દો બન્યા પછી આગળનાં રૂપો સ્વભાષાના વ્યાકરણ પ્રમાણે જ કરવા. દા૦ ત૦ મકાનનું બહુવચન મકાનાત, અમીરનું ઉમરાવ, કમિશનરનુ કમિશનર્સ નહીં પણ મકાનો, અમીરો, કમિશનરો વગેરે રૂપો કરવા.

૧૯. શબ્દ બનાવવામાં જાણ્યે અજાણ્યે અંગ્રેજી શબ્દોનો અક્ષરાર્થ આવે એવો પ્રયત્ન થઈ જાય છે. કોઈકવાર એ જ શક્ય હોય. પરંતુ એમ જ કરવાનો આગ્રહ ન રાખતાં શબ્દ વડે કે શબ્દથી દર્શાવાતા પદાર્થનો કંઈક ભાવ આવી જાય એવો ધ્વનિત શબ્દ વધારે સફળ થવા સંભવ છે બિહારમાં 'મોટર' માટે હવાગાડી, મધ્યપ્રાંતમા 'મોટરસાઇકલ' માટે ફટફટી, નળના 'ટેપ' માટે ચકલી એવા શબ્દોનો સાર્વત્રિક સ્વીકાર થવો ઘટે છે.

૨૦. અંગ્રેજીમાં er કે or પ્રત્યય મનુષ્ય તેમ જ વસ્તુ બંનેને માટે વપરાય છે. સાધારણ રીતે આપણી ભાષામાં મનુષ્ય માટે ક, કર, કાર, ગર, ગાર, નાર, દાર વગેરે; અને વસ્તુ માટે ની, ણી, ઉં, ણુ વગેરે વપરાય છે. આ વિવેક જળવાય તો ઠીક. દા૦ ત૦

એક્યુમ્યુલેટર માટે સંગ્રાહકને બદલે સંઘરિયું, સંઘરું, સંઘરણી–ણું જેવા શબ્દો યોજી શકાય. એ જ રીતે ક્રિયા કરનાર કે વસ્તુ આપનાર માટે નાર અને ક્રિયાનો ભોગ થનાર કે વસ્તુના લેનાર માટે દાર પ્રત્યય વપરાતો જણાય છે. જેમ કે ધીરનાર પણ લેણદાર; કાઢનાર, લેનાર પણ દેવાદાર; આ વિવેક પણ સાચવવો જોઈએ. આ પ્રકારના શબ્દો ખબરદાર, જોરદાર, હવાદાર, માલદાર, કામદાર, દળદાર પ્રચલિત છે તે ઉપરથી ચૂનેદાર અને રેતીદાર શિલાઓ માટે શબ્દો યોજી શકાય છે. વળી કલમદાની, ચાહદાની, મચ્છરદાની, પાનદાની, થૂંકદાની, વગેરે શબ્દો પણ અપનાવવા ઘટે છે.

૨૧. અંકવાચક ઉપસર્ગો પણ સંસ્કૃતને બદલે ગુજરાતી કે હિંદુસ્તાની વાપરીએ તો ઠીક. જેમ કે ત્રણખૂણિયો, ચોખૂણિયો, પંચખૂણિયો, દુભાગવું ( Bisect, dissect ) ઇત્યાદિ.

૨૨. બનતાં સુધી શબ્દો મિતાક્ષરી બનાવવા. લોકોને શબ્દો ટૂંકાવવા પડે તે કરતાં પહેલેથી જ મિતાક્ષરી શબ્દ તેમને આપ્યો હોય તો સારો. સિનેમા, ફોટો, ટ્રામ, બાઈક, ઓ. કે. મૂવી, ટોકી વગેરે જગુ, કનુ, રમુ, જેવા લોકોએ ટૂંકાવેલા શબ્દો છે. હવે એ શિષ્ટ બન્યા છે.

૨૩. સંસ્કૃતમાંથી શબ્દો સ્વીકારવામાં આવે ત્યારે વ્યાકરણ કે સંધિના નિયમોનો ખાસ આગ્રહ રાખવો નહીં. દા૦ ત૦ रजत् + मय = રજતમય પણ રજન્મય નહીં, गुरु + अस्थि = ગુરુઅસ્થિ, ગુર્વસ્થિ નહીં, जाघ + अस्थ = જાઘઅસ્થિ પણ જાઘાસ્થિ નહીં.

### ૧૨. ગૂજરાત વિદ્યાપીઠના નિયમો

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી હાઈસ્કૂલ કક્ષાની વિજ્ઞાન શાખાઓ માટે પરિભાષા યોજવા ગૂજરાતના લેખકો, શિક્ષકો અને અભ્યાસીઓની બનેલી સમિતિએ કેટલાક સૂચક નિયમો "વિજ્ઞાનની પરિભાષા (૧૯૪૪)" મા પ્રસિદ્ધ કર્યા છે. આ નિયમોના નીચે આપેલા સાર ઉપરથી સહજ સમજી શકાશે કે વિદ્યાપીઠના નિયમો અને આ શબ્દસંગ્રહની પહેલી આવૃત્તિ (૧૯૩૭)મા દર્શાવેલા નિયમો એકરૂપ છે.

अ 'જે પરિભાષા ઘડવામા આવે તે જેમ બને તેમ સરળ અને સહજ હોવી જોઈએ.'

आ આ સાધવાને માટે એક તો એ વસ્તુ યાદ રાખવી જોઈએ કે આપણી ભાષાની તળપદી શક્તિનો ઉપયોગ કરવાનું ચૂકવુ ન જોઈએ.

इ 'તળપદી શક્તિ દાખવીને કેટલાય પારિભાષિક શબ્દોને આજ સુધીમાં આપણે અપનાવી લીધા છે.' જેમ કે આગગાડી, દાક્તર, મોટર, સલેપાટ, ઈંજિન વગેરે, આવા શબ્દો પરિભાષામાં જેવા ને તેવા સ્વીકારી લેવા જોઈએ.

ई કેટલાક શબ્દો મૂળરૂપ જ આપણી ભાષામા ચાલતા થયા છે. ટ્રામ, પંપ, ઑક્સિજન વગેરે. આવા શબ્દો જેમ ને તેમ લઈ લેવા.

उ સામાન્ય રીતે પરભાષામાથી નામ કે કદાચ વિશેષણ લઈ શકાય છે, ક્રિયાપદ લઈ શકાતું નથી. તે ઉપરથી ક્રિયાપદની જરૂર પડે તો નામ ધાતુ બનાવવાની યુક્તિ ખપમાં લઈ શકાય. ઉદા૦ ક્લોરીન–ક્લોરવવુ ઑક્સિજન–ઑક્સવવુ કેટલાક પદાર્થો ગુજરાતીમાં જાણીતા જ નથી જેમ કે ક્લોરીન, રેડિયમ ઇ૦ તે નામ તરીકે સીધા તે ને તે રૂપે લઈ શકાય.

* કેટલાક પદાર્થો માટે આપણો શબ્દ પણ હશે. જેમ કે ગંધક–Sulphur લોહ–Iron જેવા. તેવે સ્થાને ગુજરાતી શબ્દ રાખવો.

એ સાચી આંતરરાષ્ટ્રીય જરૂર નિશ્ચિત સૂત્ર ભાષા માટે ગણાય. તેમને ગણિતની સંજ્ઞા પેઠે એ જ રૂપે લેવામાં આવે. $H_2O$, $H_2SO_4$ આનો અર્થ એ કે તેનું લખાણ એમ રહે. બોલવા વાંચવાને માટે એ–બી–સી–ના અક્ષરો બોલાય; અંકો ગુજરાતી બોલાય.

૧૩. शब्दसंग्रहनुं स्वरूप अने मर्यादाओ :

આ શબ્દસંગ્રહ મુખ્યત્વે કરીને હિંદની ગુજરાતી ભાષા બોલની હિંદુ, મુસલમાન, પારસી અને ખ્રિસ્તી વસ્તીના ઉપયોગ માટે છે. ગુજરાતમાં નાગરી લિપિનો પ્રચાર વધતો જાય છે અને ગુજરાત સાહિત્ય પરિષદે ગુજરાતી લિપિના નાગરીકરણનો જૂનાગઢ ખાતે ઠરાવ કર્યો હોવાથી, તેમ જ પ્રાંત પ્રાંત વચ્ચે તેમ જ રાષ્ટ્રભાષા સાથે નિકટ સંપર્ક સધાય એ ઉદ્દેશથી શબ્દસંગ્રહમાં દેવનાગરી લિપિ વાપરવામાં આવી છે. આંતરરાષ્ટ્રીય પરિભાષાના શબ્દો જેમના તેમ અંગ્રેજીમાંથી ફેરફાર વિના લીધા છે અને એનો એક જુદો વિભાગ બનાવવામાં આવ્યો છે. આ પ્રયાસ સંપૂર્ણ નમ્રતાથી અને સેવાભાવથી કરવામાં આવ્યો છે. આ સંગ્રહમાં લીધેલા કોઈ શબ્દો માટે અંતિમતા કે મૌલિકતાનો દાવો નથી. પરંતુ જ્યાં જ્યાં શક્ય હતું ત્યાં ત્યાં પ્રમાણભૂત પુસ્તકોનો આશ્રય લેવાયો છે. આ સંગ્રહ તૈયાર કરવામાં ગૂજરાત વિદ્યાપીઠના જોડણીકોશની સહાય અને સૂચના વિના એક પગલું પણ ભરી શકાયું નથી અને ન ભરી શકાય એ દેખીતું છે. આ મહાકોશ પૂજ્ય ગાંધીજીની પ્રેરણા અને નિયમનથી તૈયાર થયેલો છે. તે ગુજરાતનું ઊંચામાં ઊંચું સાહિત્યધન છે. તેમાં વપરાયેલ શબ્દો દેશની અમૂલ્ય સંપત્તિ ગણાય અને એ શબ્દોને જ પ્રમાણભૂત ગણવાની દરેકની ફરજ ઊભી થાય છે, તેમાં વપરાયેલ શબ્દો ઘરગથ્થુ, સાદા અને સમજવાળા છે. જોડણીકોશમાં આપેલ અંગ્રેજી શબ્દો અને તેના અર્થોનો આ શબ્દસંગ્રહમાં બની શકે તેટલો સમાવેશ કરવામાં આવ્યો છે.

૧૪. पूर्वगो अने प्रत्ययो

આ શબ્દસંગ્રહ તૈયાર કરવામાં નીચે જણાવેલા પૂર્વગો અને પ્રત્યયોના ગુજરાતી અર્થો આપ્યા છે એ પ્રમાણે સામાન્ય રીતે શબ્દો બનાવવાનો પ્રયાસ થયો છે. જ્યાં શક્ય હોય ત્યાં ત્યાં એ અર્થો અનુસાર શબ્દો બનવાયા છે, પરંતુ પ્રચલિત અને રૂઢ શબ્દો એથી જુદા પડતા હોય ત્યાં એમ કરવું એ ઉચિત નથી કારણ કે પ્રચલિત અને રૂઢ શબ્દોને પ્રથમ સ્થાન મળવું જોઈએ એ લક્ષ્ય આ સંપાદનમાં કદી ભુલાયું નથી. સમયના અભાવે બધા શબ્દો આ અર્થ પ્રમાણે રચાયા નથી એ કબૂલ કરવું પડે છે, પરંતુ આ દિશામાં કાર્ય કરી રહેલા ભાઈઓને આ અર્થો સહાયરૂપ થઈ પડે એ દૃષ્ટિથી આ યાદી આપવાનું ઉચિત ધારું છુ. એમાં યોગ્ય સુધારા વધારાને અવકાશ છે

આ ઉપરાંત त्र પ્રત્યયથી નવા શબ્દો બનાવવાની યુક્તિ અજમાવવા જેવી છે. દા૦ત૦ નેત્ર, વક્ત્ર, સ્તોત્ર, શાસ્ત્ર, પાત્ર, ગાત્ર. ક્રિયાપદના યોગ્ય રૂપને त्र પ્રત્યય લગાડવાથી તે ક્રિયા કરતું સાધન એવો અર્થ થાય છે. એ ઉપરથી संग्रहित्र (Accumulator), जनित्र (Generator), प्रयोत्र (Apparatus), આવા શબ્દો બનાવી શકાય. પરંતુ તેમાં કઠિનતાનો દોષ રહી ન જાય તેથી સાવધ રહેવાની જરૂર રહે છે.

### पूर्वगो

| | | |
|---|---|---|
| Auto – स्वय, आत्म | Iso – सम | Pro – उत् |
| Anti – प्रति | Macro – बृहद | Poly – बहु |
| Bi – द्वि,-दु | Meta – परि, परा, | Proto – आद्य, |
| Bye – उप आड | Micro – सूक्ष्म | Quadn – चो –, चतुर् |
| Circum – परि – | Mono – अेक | Re – पुनः, प्रति |
| De – अव, वि, निर्, अधो | Mega – महा | Retro – पश्चात् |
| Dis – वि | Multi – बहु, अनेक | Syn – सं |
| Dys – दुः | Meso – मध्यम, मध्य | Sub – पेटा, अुप |
| Ex – माजी, पूर्व, बहिर् | Mal – दुः, दुस, कु, | Super – अति |
| Inter – अन्तर | Mis – गेर; | Semi – अर्ध |
| Epi – बहिर्, बाह्य | Ortho – अूर्ध्व, अृजु. | Trans – पार |
| Equi – सम, तुल्य | Over – अति | Tele – दूर |
| Geo – भू | Peri – परि | Tri – त्रि |
| Hydro – जल | Para – पर | Ultra – पार, बाह्य, अति |
| Hypo – उप, अधि, अल्प | Post – अनु (उपसर्ग) उत्तर (प्रत्यय) | Un – अ, निर्, अन् |
| Hyper – उपर | | Uni – अेक |
| Hexa – षट् | Pre – पूर्व; प्राक् | Under – अुप, अन्तर, अधो |

### प्रत्ययो

| | | |
|---|---|---|
| – al अिक | – ful पूर्ण, भरेलु | – lity – ताणी |
| – ally – पूर्वक, – सर | – fy – ववुं | – logy विद्या, विज्ञान |
| – age – ता, पणुं | – graph लेखक, आलेख | – meter – मापक |
| – algia दुःखं, दर्द | – ise – ववुं | – metry – मिति |
| – asia – रोग | – ism – वाद, ता, त्व | – mania अुन्माद |
| – cracy – शाही, तंत्र, शासन | – isation – अिकरण | – ous – लु, – ट |
| – cy ता, शक्ति | – ian, ist – वादी, शास्त्री, वेत्ता | – scope दर्शक |
| – er (or) क, अियुं, नार | – ic, ical – अि, अिक, विषयक, संबंधी | – ship त्व, पद |
| – fication वर्ण, करण, भवन | | – stitis सोजो, दाह, शोथ |
| | | – therapy – अुपचार |

### १६. अुपसंहार

ગુજરાતી આમજનતાની મર્યાદાઓની, દેશ માટે રાષ્ટ્રભાષાની ઉત્ક્રાન્તિની સર્વોપરી જરૂરિયાતની, અને આંતરરાષ્ટ્રીય સંપર્ક જાળવવાની ખૂબ જ ઇચ્છનીયતા એ ત્રિવિધ લક્ષ્યથી આ શબ્દસંગ્રહનો પ્રયાસ કરવામાં આવ્યો છે. નાગરી લિપિ હવે તો ગુજરાતમાં પ્રચલિત થઈ છે અને આમજનતાનો પણ હિંદી = રાજભાષાનો સંપર્ક વધતો જાય છે; તેથી આનરપ્રાંતીય સંપર્કની વૃદ્ધિ કરવાની ઇચ્છાથી પણ આ શબ્દસંગ્રહની લિપિ નાગરી રાખવામાં આવી છે.

આ નિવેદનની થોડી અંગ્રેજી નકલો માર્ચ માસમાં દેશના વિદ્વાનો અને યુનિવર્સિટીના ઉપકુલપતિઓને મોકલવામાં આવી હતી. તેના ઉત્તરમાં મળેલા પત્રો ઉપરથી સંપાદકને, પોતાની કોષપદ્ધતિ માટે મજબૂત ટેકો અને ઉત્સાહન મળ્યાં છે. ફક્ત નાગપુર યુનિવર્સિટી જેણે ડૉ. રઘુવીરને પરિભાષા અને પાઠ્યપુસ્તક પ્રકાશનને માટે લાખો રૂપિયાની યોજનાઓ સોંપી છે તેણે પોતાનો અભિપ્રાય જણાવ્યો નથી. દરેક પ્રાદેશિક ભાષામાં માધ્યમિક શિક્ષણ માટે પોતાના શબ્દસંગ્રહની જરૂર પડે છે તે સ્વીકારવામા આવ્યું છે. અને રાષ્ટ્રભાષાની વૈજ્ઞાનિક પરિભાષા તૈયાર થયે તે પણ ઊંચા ધોરણોમાં સ્વીકારવામા આવશે ફક્ત પ્રાદેશિક અને રાષ્ટ્રીય ભાષાના શબ્દોમાં જેમ બને તેમ ઓછુ અંતર રહે તે વિચારવાનો દરેક વિજ્ઞાનભક્તનો ધર્મ છે.

વિજ્ઞાન એક અને સાર્વત્રિક છે અને જગતની પ્રજાઓમા હિંદમાતાનું સ્થાન ઊંચું છે અને વધુ ને વધુ ઊંચું લઈ જવાનું કાર્ય એના બાળકોનું છે, એ દૃષ્ટિથી આ નમ્ર પ્રયાસ માતૃભૂમિની સેવામાં સમર્પિત કરવામાં આવે છે.

વૈજ્ઞાનિક શબ્દસંગ્રહની આ બીજી આવૃત્તિ ગુજરાત સંશોધનમંડળ અને શ્રી ફાર્બસ સભાના સંયુક્ત આશ્રય નીચે તૈયાર કરવામાં આવી છે. આ બને સંસ્થાઓના અધિકારીઓ સહિત અનેક મિત્રોના સહકાર અને સલાહ મેળવવાને આ સંગ્રહના લેખકને સદ્ભાગ્ય પ્રાપ્ત થયુ છે મુંબઈમાં શ્રી કિશોરલાલ મશરૂવાળા કેટલાક મહિના સુધી સળંગ રહ્યા તે દરમિયાન મળેલ તેમની અમૂલ્ય દોરવણી અને સહાય માટે લેખક તેમનો ઋણી છે. વૈજ્ઞાનિક પક્ષે, જૂના મિત્ર ડૉ. ડી. એન. વાડિયાએ આપેલ પ્રોત્સાહન અને સલાહ ખૂબ જ કિંમતી થઈ પડયાં છે. રૉયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સના ડૉ. માતાપ્રસાદ, ડૉ. આર. સી. શાહ, ડૉ. એસ સી. શેણ્ના અને ડૉ. આર. એન. સુતરિયા, સેંટ ઝેવિયર્સ કૉલેજના ડૉ. એ. એસ. કાલાપેસી અને સુકેશવાલા તે ઉપરાત ડૉ બી. એલ. દેસાઈ, શ્રી. બાપાલાલ વૈદ્ય, પ્રો. જી. એ. કાપડિયા અને ભારતીય વિદ્યાભવનના ડૉ. આર. ડી. આડતિયાએ છૂટથી આ સંપાદનમા મદદ કરી છે. વ્યાકરણશુદ્ધિ અને સાહિત્ય વિષયક ચર્ચાની દૃષ્ટિથી પ્રિન્સિપાલ હિંમતલાલ અંજારિયાએ ઘણી જ કીમતી મદદ આપી છે. પ્રખર વિદ્વાન અને શ્રી ફાર્બસ સભાના પ્રમુખ દીવાન બહાદુર કૃષ્ણલાલ ઝવેરીએ તથા ગુજરાત સંશોધન મંડળના પ્રમુખ સર હરસિદ્ધભાઈ દિવેટિયાએ આ કાર્યમા પ્રારંભથી જ ચાલુ રસ લીધો છે.

આ શબ્દસંગ્રહના સંપાદનમા ગુજરાત સાહિત્ય પરિષદ્‌ના વિજ્ઞાનવિભાગના ભૂતપૂર્વ અને સાંપ્રત પ્રમુખોએ આપેલા સહકાર અને સૂચનાઓ ઉપયોગી થઈ છે. ગુજરાત વિદ્યાપીઠના મહામાત્ર શ્રી મગનભાઈ દેસાઈ અને ગુજરાત સાહિત્ય સભાના ડૉ. હરિપ્રસાદ અને શ્રી ચૈતન્યપ્રસાદના વિચારોનો લાભ સંપાદકને મળ્યો છે. વળી મારા જૂના મિત્ર મધ્યસ્થ ધારાસભાના અને ગુજરાત વિદ્યાસભાના પ્રમુખ, માનનીય શ્રી માવળંકર આ ગ્રંથપદ્ધતિને સહકાર અને સંમતિ આપે છે એ આનંદ અને સંતોષનો વિષય છે.

આ કાર્યમા ભાઈ હરિપ્રસાદ વ્યાસે મને આપેલી સહાય માટે તેમનો ઉપકાર માનવાની આ તક જવા દેવી ન જોઈએ. તેમનો સુયોગ કોઈ આકસ્મિક કારણોને લીધે જ થયો હતો અને તેમને વૈજ્ઞાનિક શિક્ષણ કે વૈજ્ઞાનિક સાહિત્ય સાથે દૃઢ સંપર્ક ન હોવા છતા પણ તેમણે સંપૂર્ણ એકદિલી અને ખંતથી આ કાર્યમાં મને સહાય કરી છે. તેમની સહાય વિના

આ કાર્ય માથે લેવાનું કે પૂરું કરવાનું અશક્ય જ હતું. ઘણા અધ્યાપકો અને વૈજ્ઞાનિક શિક્ષકોએ મદદ તો આપેલી જ છે પરંતુ કોશના કંટાળાભરેલા કામમાં બુદ્ધિપૂર્વક એકદિલી રાખીને કામ કરવાના કઠિન કાર્યમાં શ્રી હરિપ્રસાદ વ્યાસની મદદ અમૂલ્ય નીવડી છે.

નવજીવન પ્રેસના ટ્રસ્ટી શ્રી જીવણજીભાઈએ આ કાર્યમાં પ્રથમથી જ રસ લઈને છાપવાને માટે બધી સરળતા કરી આપી છે; અને મુશ્કેલીઓમાંથી ભાઈ શ્રી ધીરુભાઈએ પણ ઘણી મદદ આપી છે. તેમનો અને નવજીવન કાર્યાલયનો હું અત્યંત ઋણી છું.

પ્રોફેસર યશવંત ગુલાબરાય નાયકે પ્રૂફ સુધારવાના કામમાં ઘણી મદદ કરી છે. પહેલું પ્રૂફ મારા હાથે સુધાર્યો પછી બીજું પેજ પ્રૂફનું છેલ્લું રૂપ પ્રોફેસર નાયકે ઘણી ખંત અને કાર્યદક્ષતાથી સુધાર્યું છે. તેઓ અમદાવાદમાં જ હોવાથી આ કાર્યમાં તેમનો ઉત્સાહ, તેમની કાર્યદક્ષતા, અને તેમની નિયમિતતા ઘણી રીતે ઉપયોગી થઈ પડ્યાં છે.

આશા રાખુ છું કે આ કાર્ય વિજ્ઞાનપ્રેમી જનતા અને સંસ્થાઓને ઉપયોગી થઈ પડશે; અને જે કાંઈ ઊણપો રહી હશે તેને બીજી આવૃત્તિમાં સુધારવાને જનતાથી પ્રસંગ પ્રાપ્ત થશે.

પોપટલાલ ગોવિંદલાલ શાહ

લલિતકુંજ,
ખાર, ૮-૮-'૪૫

# वैज्ञानिक शब्द संग्रह

## पहेली आवृत्तिनुं निवेदन

ઓક્ટોબર ૧૯૩૬માં ભરાયેલા ગુજરાતી સાહિત્ય પરિષદના ૧૨મા સંમેલન વખતે વિજ્ઞાનવિષયક કાર્યો સાધવાને માટે નીચેના સભ્યોની સમિતિ નીમવામાં આવી હતી :— પ્રમુખ : પોપટલાલ ગોવિંદલાલ શાહ; મંત્રી : ભોગીલાલ કેશવલાલ પટવા; સભ્યો : પ્રો. સાંકળચંદ શાહ; ડૉ. કાન્તિલાલ પંડ્યા, ડૉ. કુંવરજી નાયક, પ્રો. વીરમિત્ર દિવેટિયા, શ્રી. પ્રીતમરાય દેસાઈ, શ્રી. યશવંત નાયક, શ્રી. ઠાકોરલાલ ઠાકોર, શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી, શ્રી. રવિશંકર આચાર્ય, શ્રી. સુરેશ દીક્ષિત, શ્રી. હરિહર ભટ્ટ, પ્રો પ્રાણજીવન પાઠક, રા. વિજયલાલ ધ્રુવ. આ સમિતિએ ઉપાડેલાં કામોમાં પહેલું કાર્ય એક આધારભૂત વૈજ્ઞાનિક કોશ તૈયાર કરવાનું છે. આ કાર્ય સમિતિના સભ્યોમાં વહેંચી લેવાનું હતું. પરંતુ તેમાં મુશ્કેલી નડવાથી, અને આગામી પરિષદના સંમેલન પહેલાં થોડુંએક કાર્ય પણ બતાવવું એ ઉદ્દેશથી આ કાર્ય મારે માથે લેવું પડ્યું છે. તેમાં શ્રીયુત ભોગીલાલ પટવા, શ્રી. યશવંત નાયક, શ્રી. દુર્ગાશંકર શાસ્ત્રી અને શ્રી. ઠાકોરલાલ શ્રીપતરાય ઠાકોર એમણે આપેલી મદદને માટે ઉપકાર માનું તેટલો ઓછો છે. હાલમાં તો આ શબ્દસંગ્રહ કાચા રૂપમાં છપાય છે, પણ સમિતિના સભ્યોના અને અન્ય વિદ્વાનોના અભિપ્રાય લીધા પછી આ શબ્દસંગ્રહને પાકા રૂપમાં વૈજ્ઞાનિક પારિભાષિક કોશ એ પૂરા નામથી પ્રસિદ્ધ કરવામાં આવશે

વિજ્ઞાન વિભાગના અધ્યક્ષ તરીકેના મારા ભાષણમા પરિભાષા સબધી મે કેટલાએક પ્રાથમિક નિયમો સૂચવેલા. તે વિષે બીજા મિત્રો અને ખાસ કરીને મારા જૂના સહાધ્યાયી શ્રીયુત કિશોરલાલ મશરૂવાળાની સાથે વિવેચન કર્યા પછી તેમાં ફેરફાર કર્યા છે. નીચેના નિયમો વાંચવાથી આ કોશની રચના વિષે સારી સમજૂતી મળશે :—

૧. પારિભાષિક શબ્દો જેમ બને તેમ સરળ રાખવા. ભાષાશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર, અને ભાષાશુદ્ધિના કરતા સુગમતા અને સરળતા ઉપર વધારે ભાર મૂકવો આવશ્યક છે. દા. ત. કારીગર વર્ગમા હથિયારો, ઓજારો અને સાંચાકામ માટે પ્રચલિત થઈ ગયેલા શબ્દો અશિષ્ટ ગણાતા હોવા છતા પણ વધારે સફળ અને ઉપયોગી હોય છે.

૨. વિદેશી ભાષાના શબ્દો પ્રચલિત થયા હોય તેને ફેરવવાનો પ્રયત્ન ન કરવો. દા. ત. સ્ટેશન, ઇસ્પિતાલ, દૂરબીન, માસ્તર, સિગ્નલ, મોટર, પંપ વગેરે.

૩. વિદેશી ભાષાના શબ્દો પ્રચલિત ન થયા હોય તોપણ પ્રચલિત થવા દેવામાં ખાસ વાંધો ન હોય, બીજા કોઈ નિયમનો વાંધો ન આવતો હોય તેને પ્રચલિત થવા દેવા. દા. ત. એસપીટ, કંપાસ, કોલર, પાઈપ, ગેજ, પ્લેન, પંચ, લાઈન વગેરે. પરંતુ વધારે સરળ અને સૂચક દેશી શબ્દો બની શકે તો તે બનાવવા માટે સંકોચ ન હોવો જોઈએ. દા. ત. આગગાડી, વિમાન, ઊંટડો

